# અમરીશ રાજાનાં ભજન.

તથા

# દ્વારકાંનાં ભજનો.

## આરતીઓ સાથે.



છપાવી પ્રસીદ્ધ કર્તા.

બુકશેલર છોટાલાલ છગનલાલ.

ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

સંવત ૧૯૬૬ સને ૧૯૧૦

# અમરીક્ષ રાજાનાં ભજન.

તથા

# દ્વારકાંનાં ભજનો.

## આરતીઓ સાથે.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

છોટાલાલ છગનલાલ બુકસેલર.

ઠે. રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦

અમદાવાદમાં

શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ, ભીખાભાઈ છગનલાલે છાપ્યું.



સંવત ૧૯૬૬ સને ૧૯૧૦.

શ્રી ગણેશાયેનમઃ ॥ શ્રી ગુરૂભ્યેનમઃ ॥ શ્રી સારદાએનમઃ

# અથ અમરીક્ષ રાજાનાં પદ.

॥ રાગ કાફી ॥

પરીક્ષત કહે છે રે સુખ અતી આણી દયા, સરવ કુટુંબની શ્રોતારે અમરીક્ષ હરી ચરણે ગયા ॥ ટેક ॥ પરીક્ષત પુછે કહો મુને સુખજી, શાંશાં આચરીઆં કામ; અમરીક્ષજનની વાત સાંભળતાં, મન પામ્યું છે વિરામ. તે કહોને મુજનેરે, કીએ પ્રકારે રહ્યા. ॥ પરી० ॥ ૧ ॥ ચંચલ મન વશ કરવું વસમું, પાંન પીપલ જેમ દોદેશ, મદોન્મસ્ત મન હસ્તીની તુલે, વળી રાજાને તો વિશેશ. ધનરાજ મદમાંરે, નીરમલ કેમ થયા ॥ પરી० ॥ ૨ ॥ અમરીક્ષ વારતા સુકજી કહે છે, તું સાંભળ પરીક્ષત રાય; મેરૂ તુલે હો એહ ગીરાપ, આતો લુણતામાં પાવન થાય. અમરીક્ષ એવારે જે રાજ, શાસ્ત્રે કહ્યા. ॥ પરી० ॥ ૩ ॥ અમરીક્ષ મન તો કેવું ઉજળું, પ્રભા ગંગાનો કેહેવો શ્વેત; કહે નરભો છોટાલાલ પ્રતાપે, ગાઉં જસ ધરીને હેત. કહ્યા છે સુકજીરે, પરીક્ષતે શ્રવણે લહ્યા. ॥ પરીક્ષત ॥ ૪ ॥

॥ રાગ કાફી ॥

અમરીક્ષ જન કેવારે, હરી ચરણે જેની ગતી; રૂજની દીવસમાંરે, ક્ષણું પરવાર નથી. ॥ ટેક ॥ પાછલી દોહોડ પોહોર હોય જ્યારે તાહારે, અમરીશ જાગે સહી અબોટ પાટલાએક ક્ષણુ માંજે, પછે પોહોર

એક રહી. શેવામાં પોહોર વીતેરે, કરે ભગતી એમ ખરી. ॥ અમ૦ ॥ ૧ ॥ પોહોર એકનું તો ધ્યાનજ ધરવું, ને પોહોર રસોઇએ જાય; પ્રભુને જમાડી પ્રસાદ લેતા, પછે નૃત્ય કરે ને ગાય. કાંકરા વીણે ઘણું નારે, ઉથાપન વેલા થતી. ॥ અમ૦ ॥ ૨ ॥ ઉથાપન કરે અતી ઉમળકે, જ્યારે ઘેનું તે આવે ભોવન; આરતી કરયા પછી સ્તુતી કરતાં, અમરીશ ઉજવળ મન. વીણા ગ્રહે કરમાંરે, પડે જ્યાંહાં દીવે બત્તી. ॥ અમ૦ ॥ ૩ ॥ સાડા પાંચ પોહોર શેવામાં વીત્યા, પોહોર સેન ભોગ ધરાય; પ્રભુને જમાડી પોઢોરાડે ત્યારે, સાતે પોહોર પૂરણ થાય. પછે પોહોર ઉંઘેરે, આઠ પોહોર એમ જતી. ॥ અમ૦ ॥ ૪ ॥ અષ્ટ પોહોર એણી રીતે પરબરતે, જે કૃષ્ન તણા ગુણ ગાય; કેહે નરભો છોટાલાલ પ્રતાપે, તેને લળી લળી લાગું પાય. ભગતી એક સાચીરે જુઠી જાણે રાજ-નીતિ ॥ અમ૦ ॥ ૫ ॥

॥ પદ ૩ ॥ રાગ કાફી ॥

સેવાની સામગ્રીરે, રાજા સરવે હાથે કરે; ના આપે કામ ચાકરનેરે, રાજા પણ નીરભરે ॥ ટેક ॥ હાજર ચાકર હાજર રાણી, હાજર રહે સરવે ગામ; પ્રભુની સેવામાં ભાગ સૌ પરનો, માટે ન સુંપે કામ. વીણે પુષ્પ હાથેરે, હાર હરી કંઠે ધરે. ॥ સેવા૦ ॥ ૧ ॥ અમરીશજીએ પોતે એમ વીચારયું, પોહોર સમ સેવામાં થાય; એક પોહોર ઉંઘીએ છીએ પલંગે, તે પોહોર વ્રથા જાય. તે પાડું ચજરેરે, તો મુજ કાજ

સરે. ॥ સેવા૦ ॥ ૨ ॥ સેવાની સામગ્રી સરવે હાથે થાય છે, પણ દરણું હલે છે કોઇ ઓર; તે દરણું કદી હાથે દળીએ, તે પ્રમાણુ આડે પોહોર. માટે માંડી ઘંટીરે, કોમલ થકી કેમ ફરે. ॥ સેવા૦ ॥ ૩ ॥ કોમળ અમરીશ ઘંટીએ બેઠા, ધીરજ આણી હ્રદએ; કેહે નરભો છોટાલાલ પ્રતાપે, ભકત તો તેને કહીએ. એ રસ સાંભળતારે, ત્રીવીધી તાપ હરે. ॥ શેવા૦ ॥ ૪॥

॥ પદ ૪ ॥ રાગ કાફી ॥

કોમળ રાજા અમરીશરે, તે ઘંટીએ બેઠા સહી; છુટયો પરશેવોરે, તે વરાણ્યો જાએ નહી. ॥ ટેક ॥ કોમલ રાજાને કોમળ રૂદીઆ, કોમળ દેહ અતૂલ; દેહરંગ કેવો જાણું કસુંબો ચડીઓ, સુંવાળું ગુલાબનું ફુલ. અમરીશ એવારે, તે ઘંટીએ બેઠા જઈ. ॥ કો૦ ૧ ॥ કોમલ એવાને ચેન છે કેવાં, ઉજ્વળ તાનો ગંગ; બળ કરી જ્યારે ઘંટી તે ખેંચી, વળ્યો પરશેવો અંગ. લીલાવટી લબગેરે, રહ્યો જાણે પરભાવહી ॥ કો૦ ॥ ૨ ॥ કમલપત્રપર જે રીતે સોભે, મેઘ તણા બીંદુ; મોતીઆ છુટયા તે તારાની તુલે, મુખ અમરીશનું ઇંદુ. હરી તો વશ તેહનેરે, એવી તો જેણે ટેક ગ્રહી ॥ કોમલ૦ ॥ ૩ ॥ ક્રશ્નજી તો સુખ પલંગે સુતા, સીંધુ સુતા ઢોળે છે વાય; અમરીશ માટે હરી ઝબકીને જાગ્યા, મારે ભકતની કરવી સહાય. કરૂં હું વાયુ વજનરે, અમરીશ પુઠે રહી ॥ કો૦ ॥ ૪ ॥ લક્ષમી કરથકી લીધો વીંજણો, ધાયા ધશમશીને નાથ; કેહે રૂક્ષમણી પ્રભુ કાંહી પધારો, મુને તો

અચરજ વાત. પછે મુને પુછેરે, જાહારે ત્યાં હું આવું જઈ ॥ કોમલ૦ ॥ ૫ ॥ અમરીશ પુછે હરી વજન કરતાં, આદ હરી જુગદીશ; તે હરી ઠાકોર મંદીર જોજો, સર્વે ઇશનો ઈશ. મુરખ ન માનેરે, સાચાને તો સંસે નહી ॥ કોમલ૦ ॥ ૬ ॥ ઘંટી મુકીને જોયું અમરીશે પુછે, ત્યારે દીઠા શ્રી જદુરાય; કેહે નરભો છોટાલાલ પ્રતાપે, નમ્યા અમરીશ હરીને પાય. તમે કરો વજનરે, એતો અનઘટતી થઈ ॥ કોમલ૦ ॥ ૭ ॥

॥ પદ ૫ ॥ રાગ કાફી ॥

પોઢાડતા મેં કેશવરે, તે સુખ પલંગ ઢાલી; પુષ્પ વેણી પાથરયારે, તે વજરને ટાળી. ॥ ટેક ॥ તે સેહેજ પરથી સ્વામી કેમ જાગ્યા, કેહે અમરીશ નમી નમી પાય; ઠાકોર ચાકરને વાયુ જે નાખ્યો, એ અણઘટતી થાય. નેવ નીર મોભેરે, અચરજ એ ભાલી ॥ પો૦ ॥ ૧ ॥ અજ ઇસને સનકાદીક સરખા, સ્તુતી કરતા વીશેષ; શેહેસ્ત્ર ફણાએ શેષ રટણ કરતા, વીસામાં ન વાંચે લેશ. સીવ જોગીનેરે, લાગી ધ્યાનની તાળી ॥ પો૦ ॥ ૨ ॥ કેહે કૃશ્ન એમ અમરીશ પ્રત્યે, પોહોર એક જે ઊંઘતને; તે જાણ્યું તમે મારી સેવાજ કીધી, પોહોર માગોએ આપ મને. પછી અમરીશજીરે, વાચા પ્રભુની પાળી ॥ પો૦ ॥ ૩ ॥ રાજની ખબર નથી અમરીષને, સેવા સ્મરણ ને નેમ; કેહે નરભો છોટાલાલ પ્રતાપે, વીસ્ણું વીચાર્યું એમ. રાજને રક્ષણરે, મુક્યું ચક્ર વનમાળી ॥ પો૦ ॥ ૪ ॥

॥ પદ ૬ ॥ રાગ કાફી ॥

એક દેવ જન નામેરે, તે ખંડીઓ રાજા થયો;

જસ પરાક્રમને મહીમારે, મુખે ન જાય કહયો ॥ ટેક ॥ તેને તનીઆ શુભ લગ્નમાં જન્મી, નામ સરમીષ્ટા સાર; જોશીએ તેની જન્મોત્રી કીધી; વશ કરશે વીશ્વ આધાર. ચક્રવરતી વરશેરે, શ્રી મુખ જોશી કહયો ॥ એક દેવ ॥ ૧ ॥ દસ વરસની તે તનયા થઇને રૂદે વસ્યા જદુવીર, ઉડતી ખબર જાણી અમરીક્ષની જે ભરે છે આપે નીર, નવસેં રાણી સહુનારે એમ શુ હોસ ગઓ ॥ એક દેવ ॥ ૨ ॥ નવસેં રાણીને સરમીષ્ટાએ કહાવ્યું, તેં મારૂં વચનનું બાણ, મનુષ્યાદેહ પામી શીદ અણવરસાડા જ્યારે જપ્યા નહી સારંગપ્રાણ, પુર નદીનેરે મનખો તેમ વહેતો ગયો, એક દેવ ॥ ૩ ॥ નવસેં રાણી સરમીષ્ટાને કહાવ્યું જે, અમો સેવા ન કીધ, કેહે નરભો છોટાલાલ પ્રતાપે રાણી નવસે મેહેણું દીધ, આવોતો કરો આપેરે, ભલો સેવા મહી માલ હો ॥ એક દેવ ॥ ૪ ॥

॥ પદ ૭ ॥ રાગ કાફી ॥

સરમીષ્ટા નારીએરે જ્ઞાન વીચારૂં હઇએ, અંકુર ભકતી ઉજોરે, જેનો ન પાર લહીએ ॥ ટેક ॥ સરમીષ્ટાનારી મેહેણું વાંચ્યું કાગલમાં જેની નજર છે ઉંચ, છંછેડા સીંહ જેમ બોતાલી ઉઠે તે આણે મુસ્તક પર પુંછ, એમ ખીલી આપેરે રૂવે રૂવે છીદ લહીએ. ॥ સરમીષ્ટા ॥ ૧ ॥ પીતા જેના છે પરમ સાધુ, તેની તનીયા સરમીષ્ટા સાર, કેહેતની આવરૂ તો અમરીક્ષને, નહી તો રહુ બ્રમઆચાર, કહાવું અમરીક્ષજીરે અમે તો વ્રધ છીએ. ॥ સરમીષ્ટા ॥ ૨ ॥ ત્યારે સરમીષ્ટાએ

એ રીતે કહાવ્યું સંસારની ઇચ્છા નથી, મરજાદા મુકીને હરી ગુણ ગાઇએ, જો મલે ભકત પતી, તો કરૂં સેવા સાચીરે, એવા છે હરખ હઇએ. ॥ સરમીષ્ટા ॥ ૩ ॥ સરમીષ્ટાએ કાગળ લખ્યો અમરીક્ષને, વાંચો સાંમી નીરવાણ, હવેનો નકારનો કાગળ આવે, ત્યારે તજું ક્ષણમાં પ્રાણ, વીચારીને વરતોરે, અમોતો તમારાં છીએ. ॥ સરમીષ્ટા ॥ ૪ ॥ એવું જાણીને અમરીક્ષજી પોતે તેને પરણ્યાં છે રૂડી પેર, કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, તે સરમીષ્ટા આવ્યાં ઘેર, પ્રેમીજન એવારે, તેને તો બલીહારી જઇએ. ॥ સરમીષ્ટા ॥ ૫ ॥

॥ પદ ૮ ॥ રાગ કાફી ॥

સરમીષ્ટા કહે રાજાનેરે સેવાનું કામ સોંપો જરી, એ અંગીકાર માટેરે ભાવે કરી તમને વરી. ॥ ટેક ॥ કહે છે રાજંન ગરવ અહંકાર મુકી લાવો ગાગર જલ એક, સંશય રૂદયામાં રતી એક ન લાવો રાખજો દ્રઢતા વીવેક, ત્યારે તો અંગીકારરે તમારૂં જલ કરશે હરી. ॥ સરમીષ્ટા ॥ ૧ ॥ લાવ્યાં ગાગર જલ એક ભરીને સંશય થઓ મન સાથ, બીજું કારજ કાંઇ ઉંચ ન સોંપ્યું તે વરતી રાજાએ મન વાત, ના આવ્યું જળ કારજરે ગાગર ઢોવાઇ ખરી. ॥ સરમીષ્ટા ॥ ૨ ॥ એ ગાગર વેચો ગુજરી જઇને, લેજો સોવર્ણ માહા મુલ, ભંડાર વજરનો સઉ ખાલી કરીયો, ના આવ્યું ગાગર અમતુલ, મહીમા એવો જાણ્યોરે સહુને મન કહતા હરી. ॥ સરમીષ્ટા ॥ ૩ ॥ ઢોવા આ જલનો છે મહીમા ઘણેરો જેને બેઠો મનનો દાગ, વણુછો

વાઉિ જસ કહી ભાત્રેથી આવે તે નકી સંખ્યા નહી ત્યાગ, ગુરૂ ચરણુથીરે નરભો કહે કરજોડી કરી. ॥ સરમીષ્ટા ॥ ૪ ॥

॥ પદ ૯ ॥ રાગ કાફી ॥

એક સમે રાય અમરીક્ષરે, જુગતે જળ ભરવા ગયા, (સીતારામ રાધા કૃષ્ણરે, રહેને રૂહીઆમાં દયા. ॥ ટેક ॥ જીભ્યાથી તો રટન ન ચુકે ને કરે ભુજાથી કામ, ખાંધે કાવડ જળ ભરવા જાતાં લેતાં હરનીશ નામ, છાંટો ઉણા માટેરે કો ભાયનીએ ભક્ત કહ્યા. ॥ એક સમે ॥ ૧ ॥ રેહેને ભગતની પુછડી છાંટા ઉંડે, ઘેર રંડે છે મુજ તન, રાયે વિચાર્યું જે અંગીકાર કીધો જીવતર થયું ધંન ધંન, તે તારૂણીનેરે ચરણે નમીને રહ્યા. ॥ એક સમે ॥ ૨ ॥ પાલખી મોકલી તેને તેડવા, પુજીને લાગ્યા પાય, વસ્ત્ર આભુશણની ખસી ખસણુ ગરાંઢ, બ્ય અસંખ અપાય બેની કાંઈ માગોરે, ભુજા જોડી આગે રહ્યા. ॥ એક સમે ॥ ૩ ॥ ઈચ્છા ભોજન કરી નચ્ર જમાડું, ને વાસ સહીત બહુ પેર, સાસરવાસો મન ગમતો કીધો મોકલ્યાં તેને ઘેર, અમરીક્ષ એવારે સોહોટે ગુણુ મોટા લહ્યા. ॥ એક સમે ॥ ૪ ॥ રાણીએ પુછ્યું, મોટો ઓછવસાનો, રચ્યું રાજન બહુ રીત, ગુરૂથી કહેછે નરભોરે, એમ મન મગ્ન ભયા. ॥ એક સમે ॥ ૫ ॥

॥રાગ॥ પદ ૧૦ ॥

અબલાને અમરીક્ષરે, તે શું દ્રઢ ધારીને, સમરથ એવારે નમ્યા કેમ નારીને. ॥ ટેક ॥ મોટમપણે નામ

નામ સંસાર કેરાં કેટલાં કહીએ ગણી, ભક્તપણું સંસાર વીશે નાનું, પણ હરીને શીરોમણી, તે ગુરૂ પદ લીધુ રે ભક્ત કહ્યા પોકારીને. ॥ અબલાને. ॥ ૧ ॥ તીલક થકી જન અનેક તારયા, દુરવાસા ઉગારી આ આપના અજામેલ અધમને તારયો, જો હતી ભક્તીની છાપ, ગુરૂપદ માનું રે નમ્યા એ વીચારીને. ॥ અબલાને. ॥ ૨ ॥ ઘેર ઘેર મોતીનાં તોરણ બંધાવ્યાંને, હરદેમાં હરખ ન માય, કહે નરભો છોટાલાલ પ્રતાપે, માટે નમ્યા છે પાય, ઉંચું પદ આવ્યુંએ રહેશે જમ હારીને. ॥ અબલાને. ॥ ૩ ॥

॥ પદ ૧૦ ॥ રાગ કાફી. ॥

સરમીષ્ટા નારીએરે જ્ઞાન વિચારૂં ખરૂ, રાજાની સેવામાંરે હું કાંઈ ભાગ કરૂં. ॥ ટેક. ॥ જાણું રાજા દોઢ પોહોરે ઉઠે છે, માટે મધરાતે જાગ્યાં રાણીના અબોટ પાટલા વાસણમાં જ્યાં, નીર સહીત ભરૂં જઈ, કામમાં ના આવે કિંમતરે, નીરમલ કામ ખરૂં. ॥ સરમીષ્ટા. ॥ ૧ ॥ કામકાજ સરવે કરી કારવી સરમીષ્ટા પાછી ફરી, રાજન જાગ્યાને રૂદે વિચારૂં કોણે સેવામાં ચોરી કરી, તે ચોર સોધવારે ખોલ્યું ઘણું અરૂપરૂ. ॥ સરમીષ્ટા. ॥ ૨ ॥ અન્ન ધન વસ્ત્રની ચોરી તેતો નીસેખ મુકે એ રાય, પણ સાધનમાં જે ચોરી કરે તે ક્ષણું ખમીન જાય, ભાગ સો પરનોરે માટે નીર હાથે ભરૂં. ॥ સરમીષ્ટા. ॥ ૩ ॥ આવી સરમીષ્ટા નમ્યાં અમરીક્ષ ચરણે જોડી ભુજ જે વાર, એટલી સેવાતો મુજને આપો માગીને લેઉ ભરથાર,

બોલા પાથરેરે સરમીષ્ટાજી થઇને સરૂ. ॥ સરમીષ્ટા. ॥ ॥ ૪ ॥ કહે છે રાજન મંન બુદ્ધી તમારી ધંન વામા તું મુજને વરી, સેવા કરવાનો જો ભાવ હોય તો ભોવંન રાખો હરી, કહે નરભો ગુરૂથીરે સરમીષ્ટાએ શીસ ધરૂં ॥ સરમીષ્ટા. ॥ ૫ ॥

॥ પદ ૧૧ ॥ રાગ કાફી ॥

સેવાની સામગ્રીરે સરમીષ્ટાએ સરવે કરી, સિંહાસન ગાદી તકીઆરે તેમાં પધરાવ્યા હરી. ॥ ટેક ॥ અમરીક્ષ થકી સેવા અધીક કરવી ને અધીક પ્રેમ અપાર, અમરીક્ષ સુવે પહોર એક ભરીને સરમીષ્ટા સુવે ઘડી ચાર, બાકી પોહોર આઠેરે સરમીષ્ટાની સેવા ખરી. ॥ સેવાની. ॥ ૧ ॥ શ્રવણુ થકી હરી કથા સાંભળે કામ કરે સરવે હાથ, જીભ્યા થકીતો રટણ ન ચુકે એમ વીતે દીવસને રાત, કામને ક્રોધરે ગયા સુરિ. ॥ સેવાની. ॥ ૨ ॥ કરમાં વેણાને પાએ ઘુઘરા એવી પ્રીત પ્રભુની સાથ, પ્રેમ મગન જ્ઞાન કરે સરમીષ્ટા તે વસ થઈ જ્યાં નાથ, નરત કરે બેઉરે સરમીષ્ટાને બીજા હરી. ॥ સેવાની. ॥ ૩ ॥ સરમીષ્ટા ભાવને અમરીક્ષ આવ્યા ને આણંદ પ્રગટયો ઉર, કહે નરભેરામ ગુરૂ પ્રતાપે ત્રાણુ મગ્ન થઆં ભરપૂર, કહે છે અમરીક્ષજીરે ભલે તું સરમીષ્ટા વરી. ॥ સેવાની॥ ૪ ॥

॥ પદ ૧૨ ॥ રાગ કાફી ॥

નારી નવસેંહથી અધીકરે સરમીષ્ટા સરસ થઈ, સેવે છે હરી હેતેરે તે વાત ન જાયે કહી. ॥ ટેક ॥ અસ્રી ભરથાર મલી હરી રીઝવ્યા ચૌદ ભુવનનો

નાથ, પ્રેમ બેઉના સાર સુધાનો તે શી વરણીએ વાત, હરી રૂક્ષમણીરે શકેની લેશ જઈ. ॥ નારી. ॥ ૧ ॥ ખાવા પીવાને રમવા જમવા સરવસર મીષ્ટાને ઘેર, રાજનીતિપર ધ્યાન ચલાવે પીછે નહી અમરીક્ષ પેર, નવસેં રાણી બીજીરે તેતો વાટ જોતી રહી. ॥ નારી ॥ ૨ ॥ ત્રણ પુત્ર પ્રભુએ તેને આપ્યા વીરૂપ પુત્ર વડવીર, રાજ અધીકાર તેને સોંપી જપવા શ્રી જદુવીર, ગુરૂ ચરણુથીરે નરભો રહ્યો શ્રરણ ગ્રહી. ॥ નારી. ॥ ૩ ॥

॥ પદ ૧૩ ॥ રાગ કાફી ॥

નારી નવસેં મલીનેરે સરમીષ્ટાને ચરણે નમી, ગરવ અહંકારને હું પદરે ઉરમી સહુ દેહની સમી. ॥ ટેક ॥ નવસેં રાણી સહુ ભેલી થઇને નામ્યું સરમીષ્ટાને સીશ, કેહે સરમીષ્ટા રાય ખપ કરો તો જપો શ્રી જુગદીશ, સોંપી સેવા સહુનેરે, તે વાત સરવને ગમી. ॥ નારી. ॥ ૧ ॥ સંસાર વિશે સહુ સીખ્યા દાખવો, ને દાખી ભજનની રીત આરતી ધૂપ દીપ નૈવેદ શીખ્યાં, ચોરીને લીધું ચીત, દ્રઢ મન કીધાંરે. ફરી ન જાય ભમી. નારી ॥ ૨ ॥ જેમ પ્રસાદે નીસાળીઆ સહુને, ધ્યાન ભજમાં કરયા; કેહે નરભો છોટાલાલ પ્રતાપે. વીસે અંકોર સરવના હરયા, શ્રી કૃશ્નને ચરણેરે; રહ્યાં મન સહુનાં રમી. નારી ॥ ૩ ॥

॥ પદ ૧૪॥ રાગ કાફી ॥

સરવ કોઈ સાભારે, વાત દ્રઢ વીચારી; કથને વશ કીધારે. વીચીક્ષણુ એ નારી ॥ ટેક ॥ નવસેં રાણી સરવે ભેલી થઇને, સરમીષ્ટાને ચરણે નમી. તમો

ગુરૂને અમો શીશ્ય તમારાં, ઉરમી સહુ દેહની સમી. તે નવસેં ભોવનમાંરે, પધરાવ્યા ગીરધારી ॥ સરવ.॥ ૧ ॥ નવસેં રાણીનાં મંદીર નવસેં, રાયરાણી વિશેષ કહેવાય; એટલાં ઓછવને કીરતન બેસે, મરી બાસટ મણ વટાય. મુરખ ન માનેરે, ચતુર જુઓ વીચારી ॥ સરવ. ॥ ૨ ॥ રખે જાણો જે મોટી ડીંગ એ મારી, સંશય રૂદે ન ધરો; પોણાત્રણ શેરમાં બે રતી ઓછાં, હીસાબે નીવેડો કરયો. મંદીર ભાગ વેચ્યોરે, નરભેરામ બલીહારી ॥ સરવ. ॥ ૩ ॥

॥ પદ ॥ ૧૫ ॥ રાગ કાફી. ॥

રાજા અમરીક્ષજીરે, કરે છે વ્રત એકાદશી; એવું જાણીનેરે, પધાર્યા દૂરવાશા રૂષી. ॥ ટેક. ॥ આસન માન અમરીક્ષેરે આપ્યાં, વીધવીધ રૂડી પેર; વણ તેડા પારણા સમે આવ્યા, કરી મુજ ઉપર મેહેર. ભાગ્ય મુજ મોટું રે, કેહે છે અમરીક્ષ હશી ॥ રાય અમરીક્ષરે ॥ ૧ ॥ દસ સહસ્ત્ર વિદ્યારથી સંગાથે, મંજન કરવા પધાર્યા; અસ્નાન સંધ્યાને તરપણ કરવા, દુરવાશા તેમાં અટક્યા. એમ કરતાંરે, વાર વિશેશ વશી ॥ રાય. ॥ ૨ ॥ દવાદશી માંહે પારણાં નવ કરીએ, તો વ્રતનો ભંગજ થાય; રૂશી જમ્યાવિના ભોજન કરીએ, તો દુરવાસા દુભાય. મન વિમાસેરે, વાત ન ગોઠે કશી ॥ રાય.॥ ૩ ॥ રૂશી બીજે શાખ ધરમ શાહાસ્ત્રની, આણી ધરાવું ધીર; કેહે નરભે છોટાલાલ પ્રતાપે, લીધું એક અંજલી નીર, ગંગા ત્રટેથીરે, આવ્યા દુરવાશા ધશી ॥ રાય ॥ ૪ ॥

॥ પદ. ૧૬ ॥ રાગ કાફી. ॥

આવ્યા દુરવાશારે, ત્રણું આહા ક્રોધ ભરી; કેહે છે

અમરીક્ષનેરે, પારણું કેમ બેઠા કરી. ॥ ટેક. ॥ અમો રહ્યાને તમો પારણાં કીધાં, એ ન ઘટે તુજને રાય; મંદમતી કેમ રાજા થયો તું, કેહે કલજુગ હાવે થાય. અમરીક્ષ પ્રત્યેરે, વાણી રૂશીએ ઓચરી ॥ આવ્યા. ॥૧॥ રાય અમરીક્ષ બેઉ ભુજા જોડીને, રૂશીની આગે રહ્યા; નથી માહારાજ મેંતો ભોજન કીધું, દીલમાં તો આણો દયા. મેં નીર લીધુંરે, અંજલી એક ભરી. ॥ આવા. ॥ ૨ ॥ જો અમરીક્ષ હવે પ્રાક્રમ મહારૂ, તારો કેડુ હેલામાં ઠામ; જટા ખંખેરી એક જુવંતી કાહાડી, કૃતા તો તેહેનું નામ. ધશી ભકત ઉપરેરે, તે આયુધ અંગે ધરી ॥ આવા. ॥ ૩ ॥ ધરી આયુધને ધશી અબલા, તે મારૂ મારૂ વદે છે એજ; એવું કહેતામાં સુદર્શણ ધાયું, ॥ તે કોટી ભાનુનું તેજ. સુદરશણથીરે, કૃતા તો ગઈ છે મરી. ॥ આવા. ॥ ૪ ॥ નાઠા દુરવાસા તે વાયુને વેગે, પેસે પરવત ગફાની માંહે; કહે નરભો હોટાલાલ પ્રતાપે, જઇ શકે સુદરસણ તાંહે. ગુફા ઠામઠામેરે, થાકયા દુરવાસા ફરી. ॥ આવા. દુરવાસા ॥ ૫ ॥

॥ પદ ॥ ૧૭ ॥ રાગ કાફી. ॥

વીચારૂ દુરવાસારે, જાવું શેશને શરણે; ઘણું ધરૂ છેરે, જાણે ભોવન તરણે. ॥ ટેક. ॥ સાત પાતાલમાં શેશને શરણે, તાંહાં દુરવાશા ગયા; રાખ રાખ શરણાંગત સ્વામી, તો જાણું આણી દયા. એમ કહીનેરે, નમ્યા શેશને ચરણે ॥ વીચારૂં ॥૧॥ પુઠે સુદરસણ ચક્ર થયું છે, પ્રલે કરે છે આજ; વસુધાની આદ ધરડા તમે છો, માટે શરણે રાખો માહારાજ. એમ કહીનેરે, નમ્યા શેશને ચરણે ॥ વીચારૂં. ॥ ૨ ॥ દુરવાસા પ્રતે તો શેશ

વદે છે, વાત સુણો નીરવાણ; ક્ષ્શ રીપુ કેમ શકું રા-
ખીને, કોહો સ્વામી ગજુ મુજ કોણ. હરી ગુણ પુરણ
રે, જેને વેદ વરણે. ॥ વીચારૂં. ॥ ૩ ॥ વાસુકી નાગે
કરી સાગર મથીઓ, તે વાત શી વરણવું કથી; તે દ-
હાડાનું નાગ ખળ ગઉં છે, તે હજુ લગી આવ્યું ન-
થી. કહે નરભો ગુરૂથીરે, ના કહી નમ્યો ચરણે ॥ વી-
ચારૂં. ॥ ૪ ॥

॥ પદ ॥ ૧૮ ॥ રાગ કાફી. ॥

શેશ કનેથીરે, ફરા માહા સાસ ભરા; વીચાર ક-
રીનેરે, બ્રમ સુદન પરવરા. ॥ ટેક. ॥ બ્રમસુદનમાં તો
રૂશી જઈને, વીનતી વીધીને કહી; રાખ રાખ શરણાં-
ગત સ્વામી, ભેએ પ્રગટો છે સહી. વીરંચીની મતેરે,
દુરવાસા ઉચરા ॥ શેશકને. ॥ ૧ ॥ પુઠે સુદરસણ
ચક્ર થઉં છે, માટે આવ્યો તમ કને; ભેએ પ્રગટો મુને
તેનો ભારે. રાખો રાખો શરણ મને. છોજી વીશ્વ કર-
તારે, વીનતી એમ વીસતરા. ॥ શેશ કનેથી. ॥ ૨ ॥
વીધિ વદે છે તમો સુણો રૂશીજી, વાત તણો અંકોર;
કોટી બ્રમાંડ ભાગે ઘડે પલમાં, તેના તમો છો ચોર.
મેં એ નરખાયેરે, બ્રમાજી કરગરા ॥ શેશ કનેથી.॥૩॥
એક સમે મને ગરવ થયો તો, તે વાત કહું છું તુને;
અષ્ટ સોલ બત્રીસ ચોસટ મુખના. બ્રમા દેખાડા મુને.
તે ગરવ મુજ ગાલોરે, મંદ સરવ માહારા હર્યા ॥ શેશ
કને. ॥ ૪ ॥ માટે જાવો જાવો રૂશી તમે યાંથી, નહી
વળે સુદરસણ ॥ મુજ દેખતાં તમને પ્રાજે કરશે, વળી
બાળશે બ્રમસુદન. ગુરૂ ચરણથીરે, નરભો કહે નાકાર
કરા ॥ શેશ કને. ॥ ૫ ॥

॥ પદ ॥ ૧૯ ॥ રાગ કાફી. ॥

ચાલ્યા દુરવાસારે, આશા તો બ્રમાજી તજી; આવ્યા કૈલાસેરે, જાંહાં બેઠા શીવજી. જલહલ તેજ કોટી સુરજ સરીખું, કોટી વીજુત પ્રકાશ; આગલ ઋષી પુઠે ચક્ર ચાલતું, એમ જઇને પેઠા કઈલાસ. ચક્ર સુદરસણરે, તે પણ પુઠે ગરજી ॥ ચાલ્યા દુ. ॥ ૧ ॥ શીવજી પ્રત્યે દુરવાસા વદે છે, સોંપી શરણને શીશ; રાખરાખ શરણાંગત સ્વામી, ત્રણ ભોવનના ઇશ. રૂદ્રની આગેરે, વારતા કહી જે નીપજી ॥ ચાલ્યા. ॥ ૨ ॥ શીવશંકર કહે દુરવાસા આગે, નહી થાય હરીશું જોર; દાનવ હોય તો જઇ જુધ કરીએ, તમે હરીના ચોર. જુધ ન થાએરે, અંગે આયુધ સજી. ॥ ચાલ્યા. ॥ ૩ ॥ ફરી ફરી શીવશંકર કહે છે, તને વાત કહું છું કથી; કશ્ય રીપુ રાખવા હાંમ ધાલે, એવું ત્રણ ભોવનમાં નથી. ગુરૂ ચરણથીરે, નરભો કેહે તાંહાંના નીપજી. ॥ ચાલ્યા૦ ॥ ૪ ॥

॥ પદ ૨૦ ॥ રાગ કાફી. ॥

કહું શીવશંકરેરે, જાઓ જાંહાં લક્ષ્મી પતી; તે વીના બીજોરે, રાખી નહી શકે રતી. ॥ ટેક. ॥ એવું જાણીને દુરવાસા પલાઆ, વળી વઇકુંઠમાં તે વાર; સભા કરીને સીંહાસને બેઠા, વીશ્વતણા આધાર. તાંહાં ઋષીજીએરે, કહી હરીને વીનતી. ॥ કહું. ॥ ૧ ॥ સભા શોભીતી રલીઆમણી હરીની, દેવ સરવ અસ્તુતી કરે; શંખ ચક્ર ગદા પદમ છે કરમાં, ધ્યાન દેવતા એવું ધરે. સભાની માંહેરે, નાટારંગ એવા અતી. ॥ કહું. ॥ ૨ ॥ એવી રીતે રસ મગન હરી છે, ઉભા ઋષી તાંહાં

જઇ; વીતી વારતા દુરવાસાને જે જે, તે સરવે માંડી કહી. રાખો સ્વામી શરણેરે, સુદરશણ જતું નથી. ॥ કહ્યું॰ ॥ ૩ ॥ અમરીક્ષને એ સુદરશણ સોંપ્યું, નથી અમારે હાથ; કેહે નરભો છોટાલાલ પ્રતાપે, એમ છુટી પડ્યા જદુનાથ. સુદરશણ તો રે, નહી વળે મારી વતી. ॥ કહ્યું. ॥ ૪ ॥

॥ પદ ૨૧ ॥ રાગ કાફી. ॥

દુરવાસા પ્રત્યેરે, એમ ઉચરે છે હરી; સીંહાસનથી એરે, તમારી તો મેહે લેશ ભરી. ॥ ટેક. ॥ ભકતવછલ કહી વેદ વદે છે, એમાં ભકતમાં નહી કાંઈ ભીન; ભકતવછલ કહી શાસ્ત્ર પોકારે, હું તો ભકતતણે આધીન. સુદરસણ તેનું રે, નહી ચાલે મુજથી જરી. ॥ દુરવાસા॰ ॥ ૧ ॥ રાત દીવસ જે જન જપે મુજને, કરે કીરતન સ્મરણ જ્ઞાન; તેહતણે હું તો આધીન થઇને, ધરૂંછું તેનું ધ્યાન. અમરીક્ષ આગેરે, રૂષી જાવો પાછા ફરી. ॥ દુરવાસા॰ ॥ ૨ ॥ એણી રીતે પોતે કૃશ્ન કહે છે, રૂષી દુરવાસા છે જાંહાંય; તે હરી ડાકોર મંદીર જોજો, સંશય જોજો નહી કાંય. ગુરૂ ચરણથીરે, નરભો રહ્યા નીશ્ચે કરી. ॥ દુરવાસા॰ ॥ ૩ ॥

॥ પદ ૨૨ ॥ રાગ કાફી. ॥

કેસવ કનેથીરે, વળ્યા નીસવાસ થઇ; રાય અમરીક્ષનેરે, નામું સીસ ચરણે જઇ. ॥ ટેક. ॥ રાખ રાખ શરણાંગત સ્વામી, સુદરસણનો ત્રાસ; જાંહાં જાંહાં શરણે હું ગયો જેને, તાંહાંથી વળ્યો હું નીરાસ. અમરીક્ષ ચરણેરે, નામ્યું શીશ એવું કહી. ॥ કેસવ. ॥ ૧ ॥ રૂષી અમરીક્ષ બેહુ અસ્તુતિ કરે છે, સાંભલ સુદરસણ;

તમો સૂરજચંદ્ર થઈ તપો છો, તમો છો મધુસુદન. દુષ્ટ ગરવ ગાળોરે, સાધુને તે પાળો સહી. ॥ કેસવ૦ ॥ ૨ ॥ કેહે અમરીક્ષ સુણ સુદરસણ તું, તપ તિરથ વ્રત મુજ હોય; હરીની સાથે હોય પ્રીત મારી, તું આપ વીચારી જોય. બેસો સ્થાનકરે, રૂષીને તો દમસો નહી. ॥કેસવ. ॥ ૩ ॥ એવું કેહેતામાં વીષ્ણુ પધાર્યા, જેજેકાર વરતી રહ્યો; સુદરસણ તે તો સ્થાનક બેઠું, ભેએ દુરવાસાનો ગયો. કેહે નરભો ગુરથીરે, ભગતી દુરવાસા લહી. ॥ કેસવ. ॥ ૪ ॥

॥ પદ ૨૩ ॥ રાગ કાફી. ॥

કહે દુરવાસારે, ભગતથી તો મોટું નહીં; વખાણ થાયરે, તમારા તો મારીવતી. ॥ ટેક. ॥ અમરીક્ષ પ્રત્યે દુરવાસાજી કહે છે, હું દેવા આવ્યો તો દુઃખ; તોએ તમે મને ઉગારી લીધો, આપું છે અદકું સુખ. ભક્ત પદ મોટુંરે, ધન રાજા તારી મતી. ॥ દુરવાસા. ॥ ૧ ॥ ભક્તી કરે તેમાં રીધ સીધ સરવે, ભગતીમાં જાપ જગંન; ભક્તીમાં તીરથ વ્રત તપ આવે, ભગતી પદારથ ધંન. ભક્તી આરંભારે, ધનધન તેની ગતી. ॥ દુરવાસા. ॥ ૨ ॥ રાજનીતી નથી મન તમારૂં, નથી કુટુંબ કબીલે પ્રીત; સકલ વિશેથી મન ખસેડી, સોંપ્યું હરીને ચીત. રૂદે તમારૂંરે, ચોખું એક રતી રતી. ॥ દુરવાસા. ॥ ૩ ॥ વરસ એક તો વહી ગયું છે, ફરતાં દુરવાસા મન; તાંહાં સુધી અમરીક્ષ ઉભા રહ્યા છે, નથી કરૂં ભોજન. ગુરૂ ચરણુથીરે, નરભો કેહે જપે સીતાપતી. ॥ દુરવાસા. ॥ ૪ ॥

॥ પદ ૨૩ ॥ રાગ કાફી. ॥

કેહે અમરીક્ષજીરે, ચાલો ભોજન કરીએ; પંચા અમરતરે, થાલ વિસે ભરીએ. ॥ ટેક. ॥ કેહે દુરવાસા ભાવ જોવાને આવ્યો, હું તો તમારે ઘેર; પ્રભુની સાથે પ્રીત તમારી, તે પૂરણ પ્રીછી પેર. ભોજન કરવારે, નથી મનમાં જરીએ. ॥ કેહે૦ ॥ ૧ ॥ એવું દેખીને અમરીક્ષજી પોતે, નમ્યા રૂષીને પાય; તમો રૂષી જો ભોજન કરો નહી, તો મેં ભોજન કેમ થાય. કૃપા મને કીજેરે, ઘણું શું ઉચરીએ. ॥ કેહે૦ ॥ ૨ ॥ દસ સહસ્ત્ર વિદ્યારથી સંગાથે, પ્રગતી મોટી કરી; કેટલાક દેવને રૂષી મલ્યા તે, ભોજન ઉઠયા કરી. દુરવાસા અમરીક્ષરે, પ્રસાદ લીધો હરીએ. ॥ કેહે૦ ॥ ૩ ॥ સ્થાનક સરવે આપ આપણે, જેજે કહી સરવે વળ્યા; વિષ્નુ હતા તે ગયા વઈકુંઠે, દુરવાસા સ્વર્ગે પલ્યા. કેહે નરભો ગુરૂથીરે, હરી કહેતાં ઉગરીએ. ॥ કેહે૦ ॥ ૪ ॥

॥ પદ ૨૫ ॥ રાગ કાફી. ॥

પરીક્ષત પુછે સુકનેરે, સંશય મુને ભારી; દુરવાસા કેમ નાઠારે, કોહો મુને વિસ્તારી. ॥ ટેક. ॥ જો આદરે તો દુરવાસા કેવા, હઠાવે હરીને એકવાર; દેવદાનવ દુરવાસાથી ત્રાસે, તો સુદરસણ કોણ ભાર. શરણે ન રાખ્યારે, વિરંચી શેશ ત્રીપુરારી. ॥ પરીક્ષત૦ ॥ ૧ ॥ વીષ્નુ લક્ષ્મીજીને રથ તાણવા, મુકી બ્રમાંડનો ભાર; છપનકોટી વંચન વટાવા, મુળ શીવ તણો અવતાર. નાહાના ચક્રથીરે, કોહોને કેમ ગયા હારી. ॥ પરીક્ષત. ॥ ૨ ॥ કૃષ્ન જનમખંડની વારતા કહું છું, જેણે સંસય તમારો જાય; ઉરૂ રૂશીને એક તન આ બાલકી, તે

આપી હતી કનાય. રૂશી દરવાસારે, વરચાતા તે નારી. ॥ પરીક્ષત૦ ॥ ૩ ॥ બીજાં લક્ષણ ગુણ સરવ છે સારાં, બોલકી જીભે ખરી; કોઈક સમે ઘણું ગરજીને બોલી, દરવાસા કેહે જાવો મરી. દેહ તો મુકશો તેણેરે, શ્રાપ થકી તે મરી. ॥ પરીક્ષત૦ ॥ ૪ ॥ રૂશી દરવાસાની સ્તુતી કરીને, સાઆ તો સ્વરગે ગઈ; કેહે નરભો છોટાલાલ પ્રતાપે, દરવાસા ભેએ પામ્યા સહી. જાણશે તાત એનોરે, તો નથી એકે બારી. ॥ પરીક્ષાત૦ ॥ ૫ ॥

॥ પદ ૨૬ ॥ રાગ કાફી. ॥

ઉરૂરૂશી બેઠા ધ્યાનેરે, ખબર પુત્રીની પડે; રૂજની ગાયો બોલેરે. દીવસે તો સ્વાન રડે. ॥ ટેક. ॥ આકાસમાં થકી તારા તે ગળતા, ને ભાસે ભયંકર વન; દોહ લોહા જાને ભૈરવી ભુંડી, રૂશી વીચાર્યું મન. પુત્રી મારીનેરે, નીશ્ચે કાંઇ દુષ્ટ નડે. ॥ ઉરૂ રૂશી. ॥ ૧ ॥ એવું જાણીને ઉરૂરૂશી તે આવ્યા, જ્યાં દરવાસા દ્વાર; શ્રાપ દેઇને મુજ પુત્રીને મારી, માટે તને ધીકાર. મન મારૂં મગનજરે, એ પુત્રીને વડે. ॥ ઉરૂરૂશી. ॥ ૨ ॥ થોડે વાંકે દંડ ઘણો તેં દીધો, એવું કરે નહીં કોય; કેહે નરભો છોટાલાલ પ્રતાપે, દરવાસા નીચું જોય. પુત્રી કેરે સનેહરે, ઉરૂ રૂશી તે રડે. ॥ ઉરૂ. ॥ ૩ ॥

॥ પદ ૨૭ ॥ રાગ કાફી. ॥

પીતા તારો કેવો અત્રીરે, નીરમલ જેની મતી; માતા અનુસોઇઆં કેવાંરે, સાધવી પરમ સતી. ॥ટેક॥ તેની જઠરા વીસે તું જોઇએ, ક્રોધી ઘણો પરચંડ; થોડે વાંકે મુજ પુત્રીને મારી, માટે દેઉં હું તુજને દંડ. પરા-

ભવે થાજોરે, ત્રાય ત્રાય કરજો અતી ॥ પીતા તારો૦ ૧ ॥ એક સમે રૂષી નારદ આવ્યા, શી વરણવીએ વાત; લોહો પાસાણના ચણુ કરી લાવ્યા, તે તસીને આપો માત. અનુસોઇયા એમાંરે, જેની ગંભીર ગતી ॥ પીતા૦ ॥ ૨ ॥ બ્રમા વિશ્નુને રૂદ્ર ચેતાવ્યા, પ્રીછવી સઘળી પેર; કહે છે નારદ જાઓ દરસન કરવા, અનુ- સોઇઆને ઘેર. સામા તો જોઇ સરવેરે, તેની તો એકે નથી. ॥ પીતા તારો૦ ॥ ૩ ॥ બ્રમા વીષ્ણુને રૂદ્ર તે ચા- લ્યા, નમ્યા અનુસોઇઆને પાય; નગનરૂપે તમે ભોજન આપો, ત્યારે ભોજન અમો થાય. ત્રણેને નિયમ એ- વોરે, આપો અમે ભુખ્યા અતિ. ॥ પીતા તારો૦ ॥૪॥ વાર માહારાજા આવી આસન બેસો, અમપર આણી દયા; સ્વામી ચરણાંમ્રત શીરપર મુકું, છ છ માસના બાળ થયા. જમાડ઼ા જાંગ ઉપરરે, જે કાંઈ સામગ્રી હતી. ॥ પીતા તારો૦ ॥ ૫ ॥ લક્ષ્મીજી પુછે પારવતી- ને, અમકંથ આવ્યા તમ દુવાર; પારવતી કેહે શીવ સોધવા સારં, અમે નીસરીઆં બાહાર, બ્રમાણી કહે છે બ્રમારે, ખટમાસ થયા નથી. ॥ પીતા તારો૦ ॥ ૬ ॥ એવું કહેતામાં રૂષી નારદ આવ્યા, પુછીને લીધી પેર; કેહેછે નારદ અનુસોઇઆ માતાએ, રાખ્યા પુત્ર કરીને ઘેર. જાવો તેને ભુવનરે, તાંહાં ત્રણેના પતી ॥ પીતા૦ ॥ ૭ ॥ બ્રમાંણી રૂદ્રાણીને લક્ષ્મી તીજાં આવી અનુ- સોઇઆ દુવાર; સ્વામી ચરણામ્રત મુખમાં મુકી, સોંપા તેના ભરથાર. ખટમાસે તોરે, મલ્યા પત્નીને પતી ॥ પીતા તારો૦ ॥ ૮ ॥ ખટમાસે રમાડ઼ા જમાડ઼ા, હીંડોળા હાલો ગાઇ; નીત ઉઠાડીને જાંગપર જમાડે, બ્રમારૂદ્રને

સુખદાઇ. ગુરૂથી કહે છે નરભોરે, કરી કરમ રેખારતી ॥ પીતા તાંરાં૦ ॥ ૯ ॥

॥ પદ ૨૮ ॥ રાગ કાફી. ॥

રાય અમરીક્ષજીરે, પ્રજાને બહુ વહાલી; વીરૂપ પુત્રનેરે, આપ્યું રાજ સંભાલી. ॥ ટેક. ॥ વરધપણું અમરીક્ષે વીચાર્યું, મોટા દીઠા છે પુત્ર; વીરૂપપુત્રને રાજ બેસારો, સોંપ્યા વૈભવ ઘરસુત્ર. વન જાવું હોવારે, દેહ નાંખવો ગાળી ॥ રાય૦ ॥ ૧ ॥ રાજ્યાસન તે પુત્ર એ-સાર્યો, જપવા શ્રી જુગદીસ; બદ્રીકેદારે ગયા અમરીક્ષ રાજા, નામ્યું સીવને શીશ. એકાંત જઇનેરે, બેઠા આ-સન વાળી ॥ રાય અમરીક્ષ૦ ॥ ૨ ॥ વનસામ જો છે રૂપ હરીનું, તે ધારે છે રૂદે મોઝાર; મોરમુગટ પીતાંબર પેરૂં, કૌસ્તુભ મણીનો હાર. શંખ ચક્ર ગદા પદમરે, લા-ગી ધ્યાનની તાળી. ॥ રાય અમરીક્ષ. ॥ ૩ ॥ પ્રભુના તેજમાં તેજ ભળી ગયું, સરયાં અમરીક્ષનાં કાજ; રાય અમરીક્ષ ગયા જેને શરણે, તે ડાકોરમાં છે આજ. ગુરૂ ચરણાર્થીરે, નરભા જપે વનમાળી ॥ રાય. ॥ ૪ ॥

॥ પદ ૨૯ ॥ રાગ કાફી. ॥

કથા અમરીક્ષનીરે, એણીપેરે પુરી થઇ; સુખજોગી ચરણેરે, નમ્યા પરીક્ષત જઇ. ॥ ટેક ॥ નીરમળરાજાની વાત સાંભળતાં, મન તે નીરમલ થાય; ભકત પુરૂસને ભકતી વાધે, કામ ક્રોધ તે જાય. દ્રઢ થાય ભકતીરે, રહે સંતોષ ગ્રહી ॥ કથા૦ ॥ ૧ ॥ જોગી પુરૂષ તેને જોગ તે વાધે, પ્રેમીને વાધે પ્રેમ; રોગને શોક ભે ઉચાટ નાસે, નેમીને વાધે નેમ. એ કથા એવીરે, એમાં તો સંશય

નહી ॥ રાય૦ ॥ ૨ ॥ ગામ પીહુજ પેટલાદ પરગણે, ક-પલેજ પીહુજ વાસ; ગુરૂચરણ પ્રતાપે કરીને, નરભો હરીનો દાસ. જેશ્રીકૃષ્ણ તેનારે, ઝીલો સરવે સભા સહી ॥ કથા અમરીક્ષ૦ ॥ ૩ ॥

॥ અમરીક્ષનાં પદ સમાપ્ત ॥

॥ શ્રીગણેશાએનમઃ ॥ શ્રીગુરૂભ્યોનમઃ ॥ શ્રીસારદાએનમઃ ॥

# અથ દ્વારકાનાં પદ.

સરસ્વતી વાસો જીભાએરે, વેહેવાર વાતે વઢવું છે; ખાંતીસે નાહાવું ખાજ્યું રે, તાતની કડીએ ચઢવું છે. ॥ ટેક ॥ ગોમતી નાહાનું નાણું જો આપું, તાહારે શાની છે પ્રીત; પુત્રની પાસે પીતા થઇ નાણું માગે, કોહો કીયા દેશની રીત. માપો કે ઉત્તર આપોરે, તાંહાં સુધી અડવું છે ॥ સરસ્વતી૦ ॥ ૧ ॥ કેટલું નાણું આ-પ્યું ડરવાસાજી, બળદાર થઇ આવ્યા જદવીર; તેના પ્રેમ તમે જાણો સોત્રણના, બાકી બીજાના જાણ્યા ક-થીર. વીચારી જુવો હાલરે, પછે પાયે પડવું છે ॥ સર-સ્વતી૦ ॥ ૨ ॥ કંચન દ્વારકાં પીયાને દેખાડી, છાપો મોકલી નાથ; શું જોઇ મોકલીને શું જોઈ ખાલી, તે વા-હાલા કોહો મુજને વાત. ગુરૂથી કહે છે નરભોરે, એ ઓસડ કડવું છે ॥ સરસ્વતી૦ ॥ ૩ ॥

॥ પદ ૧ ॥ રાગ કાફી. ॥

કુસેશ્વર શીવજીરે, પારવતી નારી; શોભે શીવશં-કરરે, વ્રસભ અસવારી. ॥ ટેક. ॥ પંચવદન ત્રણ લો-

ચન શીવજી, દસ ભુજા હણ્યા વામ; પારખું લેવા માટે કામ તે આવ્યો, ત્યારે દહન કરયો તમે કામ. એવા શીવ સમરથરે, શું કહું વીસતારી ॥ કુશેશ્વર૦ ॥ ૧ ॥ ભોરીંગ ભુષણ ભસ્મકોલે પંન, ડીગંબર અતી અંગ; ભાલ તીલક બીચ ચંદ્ર બીરાજે, જટા જુટમેં ગંગ. વીશ્ણુ પાદુકીરે, મુસ્તકમાં ધારી ॥ કુસેશ્વર૦ ॥ ૨ ॥ કરમાં ત્રીશૂળ ડાક ને ડમરૂં, રૂંઢમાલ શોભાય; તેર પગથીઆં ઉતરે છે જયારે, ત્યારે શીવનું પૂજન થાય. પેહેલી પૂજા તાહારીરે, પછી લે ગીરધારી ॥ કુસેસ્વર૦ ॥ ૩ ॥ કલ્યાણ રાયરણછોડ ત્રીકમજી, સનમુખ દેવકી માય; રતનાગર ધુધવાડેથી ગાજે, ગોમતી સંગમ થાય ગુરૂ ચરણથીરે, નરભેરામ બલહારી ॥ કુસેશ્વર૦ ॥૪॥

॥ પદ ૨ ॥ રાગ કાફી. ॥

નાણું આપશે નરહોરે, વાવરજો તમે હોંગાળા; શાંકે બાંધજો ગુણવંતરે, જે પીળી ધજાવાળા. ॥ ટેક ॥ મુક્તાફળના તોરા મેલીને બેઠા, ધર્યું કોટી રવીનું તેજ; ધણુ હાથ હરીજન આગળ એટા, કરૂં આક્રમ તો આખર એજ. શું કહું કેસવરે, મેહેલો લોભના ચાલા ॥ નાણું. ॥ ૧ ॥ કપટી કેસવ જો હું જાણું તમને, શાને આવું પંચાસ જોજન; સાંભલું શ્રવણે સાધુને છાપછે, માટે મળવા ધસું છે મુજ મંન. દરસન દોઓનેરે, દૂર કરી પાળા ॥ નાણું. ॥ ૨ ॥ ભેખ દેખી તે ચજર નથી કરતા, છાપો આપો છો હરી; પાવડી દેખી છાપ ખાલી, છબીલા પરીક્ષા તો એવી કરી. સમશા લેજો સમજીરે, જે કહી કાનડ કાળા ॥ નાણું. ॥ ૩ ॥ હારોછો હરીજનથી ને નથી હરવતા, માટે હરી હઠ મેલ; કેહે

નરભેરામ ગુરૂ પ્રતાપે, નથી એ તલમાં તેલ. લેવું દેવું મુજ પાસેરે, હરી હરી જપ માલા ॥ નાણું. ॥ ૪ ॥

॥ પદ ૩ ॥ રાગ કાફી. ॥

ભક્ત ભીડ ભંજનરે, સદા છો સાહ્ય હરી; નીગમ પુરાણેરે, પોકારે છે ફરી ફરી. ॥ ટેક. ॥ સતી દ્રુપતીને સભાની માંહે, ખેંચ્યું દુશાસન ચીર; અણવર પાવલે ધસમસી આવ્યા, પટકુલ પૂર્યાં જદુવીર. સત તેનું રાખ્યુંરે, પાની તો નવ દીઠો ઝરી ॥ ભક્ત. ॥ ૧ ॥ સાચ જોવાને માટે મંડલીક રાજા, ઘેર્યા મેહેતાને ઘણું; લાખો મનુષ્ય જોતાં હાર તે આપ્યો, શા જસ જીભે ભણું. ઉત્તર મને આપોરે, એ વાત ખોટી કે ખરી ॥ ભક્ત. ॥ ૨ ॥ નામદેવને તો ઘેરાતા જ્યારે, પ્રથવીપતી પાયા છીઆએ; ભક્તને ભગવંત સાચો કરો છો, જ્યારે સુરજી વાડી ગાય. જાણું સરવે જુગમાંરે, જે મુઇ જીવી ગવરી ॥ ભક્ત. ॥ ૩ ॥ એટલામાનાં તમે કારજ કરતા, ઉજવાયા વ્રજરાજ; કેહે નરભેરામ ગુરૂ પ્રતાપે, બેઠા કાયર થઇને આજ. સુતા સોડ તાણીરે, ઉંઘાકાં આંખ ભરી ॥ ભક્ત. ॥ ૪ ॥

॥ પદ ૪ ॥ રાગ કાફી. ॥

ગુણ તારા સાગરરે, જીભ્યા કેમ કહી શકે; વરણવ તેના કરતાંરે, હારે શેશ સહસ્ત્ર મુખે. પોપટ ભણાવતાં પુરચલી તારી, એવા તમારા ખેલ; સેનાની માટે નાપીક થઇને, ભુપને મરદ્યુ તેલ. કોણ કરે એવુંરે, બીજું કોઇ તમ પાખે ॥ ગુણ. ॥ ૧ ॥ રથ અરજુનનો તો હેતથી હાકયો, નીર વહ્યુ ત્રીલોચન ઘેર; રાણાજીએ પ્યાલો વીષનો મોકલ્યો, ત્યારે પીધું મીરાનું ઝેર. અ-

અતના યારીરે, કડવું ન લાગું વીખે. ॥ ગુણ. ॥ ૨ ॥ દાવાદળ તમે બેવાર પીધો, જીવન જુમનાંને ઘાટ; દ-સવાર તમે અવતાર લીધા, અમરીક્ષ જનની માટ. ભકત ભીડ ભંજનરે, કદીએ ન બેઠા સુખે ॥ ગુણ. ॥ ૩ ॥ સમરથ એ વાતે શું કહું તમને, બરદે છે ગરીબ નીવાજ; ગુર ચરણ પ્રતાપથી કહું છું, ઉઠો આલસ મરડીને આજ. ઉંઘ કેમ આવીરે, દાઝા નહી નરભોને દુઃખે ॥ ગુણ. ॥ ૪ ॥

॥ પદ ૫ ॥ રાગ કાફી. ॥

શ્રી રણછોડજી છોગાળારે, બનાંરો મને તારો પડે; શરણે જે કોઈ આવેરે, તેનું ભાગ પુરૂ બેડે. ॥ ટેક. ॥ પંચ વરસના તો ધ્રુવજી બાલને, આપું અભેપદ નાથ; હરીચંદ્રને તમે કરૂણા કીધી, લીધી વૈકુંઠપુરી સરવે સા-થ. બાર સવરીનાંરે, તેમાં તો સ્વાદ ઝાઝો જડે ॥ શ્રી રણછોડ. ॥ ૧ ॥ શ્રીફલ લીધું તમે રોહીદાસનું, કર કાહાડીને જુગદીસ; ચંદ્રાવલીનો તો મુગટ લીધો, રૂગ-નાથ નમાવ્યું શીશ. રજસ્વલા થઈતીરે, તેની તો નવ શોષ અડે ॥ શ્રી રણછોડ. ॥ ૨ ॥ વામનરૂપે તો પ્રથવી લીધી, બલ ચાંપ્યો પાતાલ; કુબજાને નવ જોબના કી-ધી, માલી પામ્યો પદારથ ચાર. અભેપદ આપ્યુંરે, ચં-દનને પુષ્પ વડે ॥ શ્રી રણછોડ. ॥ ૩ ॥ કેસ ગ્રહીને કે-સવે કંસને પટકયો, છોડાવ્યાં માતને તાત; કેહે નરભે-રામ ગુરૂ પ્રતાપે, શી શી વખાણું વાત. આજ કેમ ઉંઘ્યારે, દાસને દુષ્ટ નડે ॥ શ્રી રણછોડ. ॥ ૪ ॥

॥ પદ ૬ ॥ રાગ કાફી. ॥

શા શા ગજા સારૂંરે, દાસને પાળો છો; વેહેર કી-

આ જનમનું રે, તે આજવાળો છો. ॥ ટેક. ॥ પારખું જોવાને તુલસીદાસે તે, સુબે દેખાડી ધાક; હનુમાન કોપીને, નગ્રમાં પેઠા, કોનાં તોડાં મુખ કોનાં નાક. તુલશી છોડાવ્યોરે, એમ દુખ ટાળો છો ॥ શા શા. ॥ ૧ ॥ સજનનાને ભુજા કાપેલા આપ્યા, હુડાં પાસોઆં ફરી; માન સુકીને પછી કંઠી બંધાવી, એવા સમરથ છો હરી. દુરીજન કેરાંરે, ગરવ એમ ગાળો છો ॥ શા શા. ॥ ૨ ॥ તે દાહાડે કળા તને કોણે શીખવી, આજ કોણ લેઈ ગયું; ગુરૂ ચરણ પ્રતાપે નરભો કેહે, મારે કહેવું તે મેં તો કહ્યું. તે કેમ નથી સુણતારે, નીરંતર ભાળો છો ॥ શા શા. ॥ ૩ ॥

॥ પદ ૭ ॥ રાગ કાફી. ॥

સુદામાજી કેરીરે, કેસવ તમે સાહ્ય કરી; આપી પુરી ઈંદ્રનીરે, નવેનીધ માંહે ભરી. ॥ ટેક. ॥ મોહોલ મંદીર તમે કર્યાં કનકના, હીરા જડીત્ર હિંમાટ; છજાં જરૂખાંને બારી અટારી, હીમ સાંકળ હીંડોળા ખાટ. વૈભવ એવારે, આપ્યો પળ માંહે હરી ॥ સુદામાજી. ॥ ૧ ॥ ગગનમાં મેહેલ ગાજે સોવરણના, ફરૂં કે હેમ ધજાય; ॥ જાચક દાતાર થઈનેરે બેઠા, રણછોડજીની કૃપાય. લક્ષ્મીપતી થયારે, જેને આપે દાન જરી ॥ સુદામાજી. ॥ ૨ ॥ સુદામો સાહદડીએ સુઇને રેહેતા, પ્રેમદા ભરે પર નીર; દરણાં દળે ખાંડે કુટુંબ પોષે, કૃપા કરે જદુવીર. તેના ભોવનમાંરે, હીરા રત્ન રીધ નરી ॥ સુદામાજી. ॥ ૩ ॥ જો આદરો તોએ કહેલા માત્રમાં ત્રણાનો મેરૂ કરો; કેહે નરભેરામ ગુરૂ પ્રતાપે, માટે મેં વિશ્વાસ ધર્યો. શું છે જે નથી સુણતારે, કેહેવું પડ્યું ફરી ફરી ॥ સુદામાજી કેરી. ॥ ૪ ॥

॥ પદ ૮ ॥ રાગ કાફી. ॥

તરણાનો કરો મેરૂરે, જો ધારો સિંધુ સુતા પતી; મેરૂનું કર્યું તરણું રે, રીધ નવ જાણી જતી. ॥ ટેક. ॥ મેરૂને તરણની તુલે કરો છો ને, તરણાનો મેરૂ થાય; હીરણ્યકશ્યપુથી દેવતા નાઠા, જઈ પેઠા ગફાય. તે નરને હણીઆરે, તે પડવું નવ પામ્યા અતી ॥ તરણાનો. ॥ ૧ ॥ દુરજોધનને મેરૂનું કરૂં તરણું, સો ભાઈઓની સમેત; મેઘાડંબર જેને છત્ર થતું તે, ખપી ગયો કુરૂક્ષેત્ર. નમો નીજ કાનેરે, જે અહંકારે એવા અતી ॥ તરણાનો. ॥ ૨ ॥ ચૌદ ચોકડી રાજ રાવણ કેરૂં, નીર ભરે મેઘ બાર; વાયુ વાસીદું વીધી ટીપણું વાંચે, ચંદ્ર સુરજ છડીદાર. એવી રાજનીતીરે, તે પલકે ફોક થતી ॥ તરણાનો. ॥ ૪ ॥ દસ દીગપાલ દલે જેનાં દરણાં, ને રાહુ તાંહાં ઝાડુ કરે; નવે ગ્રહ જેને પાએ બાંધ્યા છે, અગ્ની રસોઈ કરે. તે રામે રોળ્યા રણમાંરે, તે રીધ ન જાણી જતી ॥ તરણા. ॥ ૪ ॥ એ તે મેરૂનાં સૌ તરણાં કીધાં, જુવો વીચારી આપ; શીસ નમાવે ગઢલ તે બક્ષી, કેહે નરભો ગુરૂ પ્રતાપ. આજ આવી આળસરે, મુજ અપરાધી વતી ॥ તરણા. ॥ ૫ ॥

॥ પદ ૯ ॥ રાગ કાફી. ॥

કોહો કીઆ દાહાડાના સુખીઆરે, સુતા સુખ પલંગ ઢાળી; ઘણા દહાડા ગૌ ચારીરે, વ્રંદાવંદમાં ખાલી. ગોવાળપણું હજી ગયું નથી તમારૂં, ચઢો છો આજ મારી ચટે; તમો જાણો છો હરીજન હારશે, પણ હારૂં છે શીર સટે. આપ્યું ભક્તિપદરે, મને દેવ કપાલી ॥ કોહો. ॥ ૧ ॥ વીત્યા દહાડા તે વીસરી ગયા તમને,

ખાંતે ખાતું ગોવાળાની સંગ; વ્રક્ષ કદમતળે બેઠક તમારી, હતા એવા આગળ તારા ઢંગ. ઓઢતો નીત્યેરે, કેસવ કામળી કાળી ॥ કોહો. ॥ ૨ ॥ આજ અમ્રીતરસ ભોગ કરો છો, મોહોનની મોગી છે મીઠાઈ, પણ પંચવટીમાં કંદમુળને જમતા, બહુ બોરાં ખાધાં છે રઘુરાઈ. ભાજી ખાધી ભુધરરે, તે ત્રથ ભોવનને ભાળી ॥ કોહો. ॥ ૩ ॥ ઉઠો કેસવ કરો આલસ અળગી, છાપો આપો ને જદુવીર; આજ અજર કેમ કરી તેં મુજને, આખર જાત આહીર. પ્રીતડી શું જાણીરે, અંતરની અજુવાળી ॥ કોહો. ॥ ૪ ॥ કેહે જન નરભો બેહેચરની પ્રતાપે, રથ હાકયો અરજુનનો અતી; કાજુ જીભ્યાએથી શું કેહેવરાવો, લાજે લાજે લક્ષમીપતી. માલમ સરવે મુજનેરે, રતી રતી વનમાળી ॥ કોહો. ॥ ૫ ॥

॥ પદ ૧૦ ॥ રાગ કાફી. ॥

લક્ષ્મી સુણો કરગેરે, વાંક અમારો નથી, માગો નાણું ન્યાયનું રે, માટે કહેવું પડયું કથી. ॥ ટેક.॥ રૂષી અગસ્ત તમારા પીતાને, પાન કરીને ગયા; એ તમ પ્રીતાને લગનીમાંથી કહાડ્યા, માટે ખારા સમુદ્ર થયા. વાંક શો બીજા વીપ્રનોરે, વીચારીને જુઓ મતી ॥ લક્ષ્મી. ॥૧॥ બ્રેસ્પતી જઈ મલ્યા શીવને, તેનો છે તમને દાગ; શીવ ત્રીશુલ તમ ભ્રાતને માર્યું, તે ચંદ્ર કેરા બે ભાગ. ત્રીજા વિપ્રનોરે, જુવોને વાંક શેનો રતી ॥ લક્ષ્મી. ॥૨॥ કેહે નરભો ગુરૂ ચરણ પ્રતાપે, જોડી માતને હાથ; ભ્રગુ રૂષીએ તમારા સ્વામીને, મારી રૂદેમાં લાત. રીસ તેની રાખીરે, રોસ નવ આણો રતી ॥ લક્ષ્મી. ॥ ૩ ॥

॥ પદ ॥ ૧૧ ॥ રાગ કાફી. ॥

પુત્રને કેહે છે માતારે, વાંક કેમ કહાડે છે; જાંહાં જાંહાં ભકત થાય તાંહાંરે, એ ભગુવાં હોડાડે છે. ॥ ટેક. ॥ પોતે પીતાંબર ધારી રહે છે, ભકતના એવા ઢંગ; ગજરા તારાને બાંહે બાજોઠા, નીપરશી જડીત્ર છે નંગ. જોને ડાકોલમાંરે, સુખ આંક આડે છે. ॥ પુત્રને ॥ ૧ ॥ જોને ગોપીચંદ રાજા સરીખા, વેગેરશી વન ગયા; રાજને રીધ્યપર છીની મુકાવી, તતક્ષણ જોગી થયા. કસોટી કરા સારૂરે, એ વિપત પાડે છે. ॥ લક્ષ્મી. ॥૨॥ કેહે લક્ષ્મીજી એમ નરભા પુત્રને, તું સાંભળ વરીગે ધીર; અકબરસાને એની ઝપટ લાગી, કરીને મુકયો ફકીર. પછે વૈકુંઠેરે, માહા સુખ પમાડે છે ॥લક્ષ્મી.॥૩॥

॥ પદ ૧૨ ॥ રાગ કાફી. ॥

નાથ નાણું કરશોરે, ભારે ભંડાર ભરી; આપો હરીજનનેરે, ઉભા રહે ખરચ કરી. ॥ ટેક. ॥ તુલશી પરણાવે કરે ખરચ ઉજલાં, આપે સદાવ્રત નીત; તપ તીરથ વ્રત દાન આરંભે, એવી વૈષ્નવની રીત. નીરમે થઇનેરે, ધરે તીલક મધે સરી ॥ નાથ૦ ॥ ૧ ॥ કંચન કડાં ને હીમની ઉતરીઓ, કંઠે ધરો છો જદુરાઇ; ત્રણ ભુવન જાણે છે જુગ બધો, શું દેખાડો છો મોટાઇ. જુવો જન પાસેરે, ઉપમા કાંઇ જાણી જરી ॥ નાથ. ॥૨॥ ત્રીકમ ટેવ પડી તને ગોકુલમાં, દાણ લીધું છે જમુનાં પાળ; તે ઓરતો આજ આવે છે તમને, પણ નીશ્ચે નહી ગોકુળ દાખ. ટેવ નાહાનપણનીરે, આજ કેમ રાખો હરી ॥ નાથ૦ ॥ ૩ ॥ નાણું આપીને છાપ લે તે તો બીજા, કેસવ ખોલી રૂદીઆ જોય; ગુરૂ બેહેચરથી

ગાઇને જાણું, નરભો હીરવાળીઓ નોહોય. નહી આપું કેસવરે, ખાંખણી એક ખોટી ખરી. ॥ નાથ० ॥ ૪ ॥

॥ પદ ૧૩ ॥ રાગ કાફી. ॥

છાપ આપતાં મુજનેરે, ઉંઘ તાહારી નવ ઉઘડી; સુતો સેજમાં જઇનેરે, બાવલી કેહેને કેમ બુડી. ॥ ટેક.॥ હાથે વાળો તો મને ગુરૂએ મેળવ્યો છે, જે દહાડે કર્યો ઉપદેશ; મંત્ર મંગલ હું વરતીને બેઠી, કોને ઘેર કરૂં પ્રવેશ. રાખો તમ શરણે રે, કેહે જુગ સરવ રૂડી. ॥ છાપ. ॥ ૧ ॥ લીલાવટીમાં લખો વર પામી, તે સંચે પૂરવંને મળી; કોટી કોટી ભવન કૃત કીધાં, તે પલમાં ગયાં પ્રજળી. હું વર વરી તુજનેરે, પેહેરી પ્રેમની ચૂડી. ॥ છાપ. ॥ ૨ ॥ મુખ જોવાને કાજે બેશીને રહી છું, સુતો સેજે સંભાળી નહી પ્રીત; જન જોસે વાટ સ્વામી સેજમાં, શું કોહો કીયા દેશની રીત. જો જો તપાશીરે, પ્રીત હશે ઉંડી ॥ છાપ. ॥ ૩ ॥ તારી તરવારે વાઢસે વાઢતાં, પણ જોજંનની તરવાર; ચતુર્ભુજ ચેત્યા રેહેજો ચોપાસે, કરૂં ઝોકાં સાગર મોઝાર. કહેશો કહું નહીરે, ટેવ માહારી છે ભુંડી. ॥ છાપ. ॥ ૪ ॥ દાસની પાસે નાથ માગો છો નાણું, નોહોય વીશ્વંભરનો ઘાટ; નાણાવટી શું જાણે જન નરભાને, કે દીઠું દોસીનું હાટ. ગુરૂ બેહેચર થકીરે, પ્રીત પરભુ છે પ્રોઢી ॥ છાપ. ॥૫॥

॥ પદ ૧૪ ॥ રાગ કાફી. ॥

કુળ ભરવાડા કેરરે, પ્રાક્રમથી શું દૂર ગઉં; મારો કંસને કેસવરે, વઇભવ સુખ વળતી થઉં. ॥ ટેક. ॥ તાંહાં સુધી તો વ્રંદાવંદમાં જ્યારે, ગુણવંત ચારતા ગાય ॥ આજ એકાણુ મેંએ રાજ કરો છો, થઇ તરણુ

ભોવનના રાય. પણ કંસ સુધીરે, મહીયારીનું મેહેણું સહું. ॥ કુળ. ॥ ૧ ॥ ચૌદ લોક છે આજ ઘેર તમારે, થઈ બેઠા છો દેવના દેવ; પણ ગોકુળમાં ઘીની માતમો ચોરી, હતી એવી તમારી ટેવ. આપ્યું ઢાંકયા ઉપેડીરે, રતી રતી સરવે લહ્યું ॥ કુલ. ॥ ૨ ॥ લક્ષણ તારાં જાણે છે જુગ બધો, મહી ચોરી પીધું જદુનાથ; તમો જાણો છો જે ગુપ્ત રહ્યું છે, લખી જનમ ખંડમાં વાત. મેં સુણ્યું શ્રવણેરે, જે શુકજીએ કહ્યું. ॥ કુળ. ॥૩ ॥ છાપો આપ્યાથી જાન નહી જાય તમારૂં, નાહે ઓછું થશે નહી નીર; કેહે જન નરભો બેહેચરની પ્રતાપે, માગો નાણું ન્યાયનું જદુવીર. એ તો છે અન્યાયરે, સ્વામી મેં તો સાચું કહ્યું ॥ કુળ. ॥ ૪ ॥

॥ પદ ૧૫ ॥ રાગ કાફી. ॥

હારો છો હરીજનથીરે, એવું તમે બરદવરૂં; હરીજન નથી હાર્યારે, મારે મન મારૂં ઠર્યું. ॥ ટેક. ॥ હઠ લીધી જ્યારે નામદેવજી, તે ચટકા ચીતમાં ધરી; મુખ જોવાને એણે કુવાા નહી આવું, દરસન અહીઆં આપ હરી. તાહારે તમો હારારે, દેહેરૂં દવાર તરત ફર્યું ॥ હારો. ॥ ૧ ॥ હઠ લીધી જ્યારે તુલસીદાસજી, મુખ નહી જોવું જદુવીર; રાધકા જાનકીજી થઇને બેઠાં, નાથ થયા રઘુવીર. બલભદ્ર લક્ષમણરે, દરસન પછી દાસે કર્યું. ॥ હારો. ॥ ૨ ॥ માહાભારતમાં કહ્યું તે કેસવજી, ચક્ર ધરૂં નહી કોટી ઉપાય; પણ લીધું ત્યારે ભીશ્મપીતાએ, તને ચક્ર ધરાવ્યું જદુરાય. તો મને કહેજોરે, ગંગાપુત્ર નામ ખરૂં ॥ હારો. ॥ ૩॥ તમો તમારૂં વચન હારીને, એવા રાખો છો જનના ટેક; કેહે જન નરભો બેહેચરની પ્ર-

તાપે, પાર ન પામું અનેક. હાર્યા કેસવજીરે, જ્યારે રથ ચક્ર ધર્યું ॥ હારો. ॥ ૪ ॥

॥ પદ ૧૬ ॥ રાગ કાફી. ॥

હરીજન કોઈ હાર્યોરે, તે દેખાડી દીજે મુને; તમો હારો છો કેસવરે, પ્રગટ પાડી દીધું જને, જન પીપો તારૂં બ્રદ જોઇને, તતખર સાગર શું થયો; જે જે કેસવ કરીને કરયાં ઝોંકાં, કે કાંહાંન મારો ગયો. તે વિશ્વાસ મુજનેરે, આબરૂ આજ અડકી તને. ॥ હરી. ॥ ૧ ॥ આફણીયે જલ સાગર મધ્યે, વાટ દેખાડી વીશ્વાધાર; શંખ ચક્ર ને ગદા પદમ એંધાણી, આપીને મોકલ્યો બાહાર. એકવીસ દાહાડારે, સ્વામી સતી રાખ્યા કને. ॥ હરી. ॥ ૨ ॥ વીસવાસ મારો જો જતો હોય તો, મીરાં કેમ જીરવે ઝેર; જેણે ડુબાવો જન તેને તું રેહો, બેઠો ખાવે છે તેને ઘેર. માટે પક્ષ કરતારે, નડો છો તે નરને ॥ હરી. ॥ ૩ ॥ પાવક હોય તે શીતલ પ્રગટે, ને આભ જમીએ કથાય; કેહે જન નરભો બેપેચરની પ્રતાપે, વીસવાસી માર્યો નવ જાય. અંતે એમ જોતાં રે, લાજનારા બ્રદને ॥ હરી. ॥ ૪ ॥

॥ પદ ૧૭ ॥ રાગ કાફી. ॥

બાળ પુત્ર થઈનેરે, ગાળો દેય્યે ક્રોધ કરી; રૂદે ન આણે માબાપરે, રાખે રૂદઆશું ધરી. લાડકવાયો તન તં કરો મુજને, આવ્યો છે પુર સીંધુ ચડી; મોઢે ચઢાવ્યો શીદ કેસવ મુજને, જીભ્યા બદફેલ પડી. જે વઢવાને કાજેરે, રહી છે એ ઉચરી ॥ બાલ. ॥ ૧ ॥ રખે જાણે જે ટુંકારો કરો નરભે, ગજુ કોણ મુજ ગુંજાશ; માંહે બેશીને કોણ બોલે છે બીજો, જેનો ઘટઘટમાં વા-

સ. વિશ્વ બધામાંરે, જે રહ્યા છે પરવરી ॥ બાલ. ॥ ૨ ॥ અવગુણ માબાપ રૂદએ નવ આણે, આપે સાદ કરી ભોજન; ત્યારના પુત્ર તમે કહી ગયાતા, કોણ દુખવા દુભવા તંન. તુજ ટાલી ઘરમાંરે, આટલી વાર સુની ફરી ॥ બાલ. ॥૩॥ વછગાયને જો મારે છે માથાં, તે જીભે કહાં નવ જાય; રોસ રૂદેમાં માતા નવ આણે, પ્રેમ તણો રસ પાય. રોસ ધરે તોરે, વછ કેમ જીવે જરી ॥ બાલ. ॥ ૪ ॥ તમે ગુણવંત છોજી ગાયને રૂપે, જે દુજો છો પરજંન; વિશ્વ પોસાણુ એણીપેર કરો .છો, પકવીને ધારામાં અંન. વિશ્વ છે રૂપેરે, તમો કામદુરગા હરી ॥ બાલ. ॥ ૫ ॥ ભુતલ ભકત જન હોએ જેટલા, જે તરવાઈ છે ભવ ધાક; તેની ચરણરજ રૂપે છે નરભો, તે દાસ દાસનો રાંક. ગુરૂ બેહુચરથીરે, રહ્યો કામ ક્રોધ મરી ॥ બાલ. ॥ ૬ ॥

॥ પદ ૧૮ ॥ રાગ કાફી. ॥

રાજનીતિમાં પુરૂશરે, નારી જોને લાખો કરે; પણ પ્રતીવ્રતારે, સ્વામી તો એક વરે. ॥ ટેક. ॥ એમ અમારે મન એક તમે છો, ને તમારે તો અનંત; વૈશ્નવ હરીજન જોગી ને મુની, તે સરવ તમારા સંત. ચીત તમ ચરણેરે, અહુરનીશ ધ્યાન ધરે ॥ રાજ૦ ॥ ૧ ॥ એક ભાનું ઉગે ગગન મંડલમાં, ખીલે કમળ તો અનેક; ભાનુને કમળનો પાર ન પામું, પણ ભાનું કમળને એક. એમ તમો મારેરે, રૂદે રસ પ્રેમ ઝરે ॥રાજ૦ ॥ ૨ ॥ બ્રમસુદનમાં બ્રહ્મા રહે છે, શસ્ત્ર ફેણાએ શેશ અપાર; ચટ મુખે શીવ જોગી રહે છે, રહે છે નીગમ ચાર. મને આપ્યો ગુરૂએરે, રામ રસના ઉચરે ॥રાજ૦

॥ ૩ ॥ અનંત ચકોર ધ્યાન ધરે છે, તે સોંપી ચંદ્રને ચીત્ત; એક ચંદ્ર અમી આપે સરવને, પુરણ પ્રેમની પ્રીત. જેમ નમે ચંદ્રરે, તેમ તેમ પંખી ફરે ॥ રાજ૦ ॥ ૪ ॥ નવસે નવાણું તો નદી ઘણેરી, તે સાંભળજો રઘુરાય; હેત આણીને સિંધુ ભણી સંચરે, તે તો રંગ જળના થાય. પણ નાની મોટીરે, સીંધુ સરવે સંઘરે ॥ રાજ૦ ॥ ૫ ॥ એમ અમારે મન એક તમે છો, ને તમારે તો અનંત; કેહે નરભો બેહેચરની પ્રતાપે, સરવ પ્રાણી તમારા સંત. માટે છાપો આપોરે, જે ત્રિગુણ તાપ હરે ॥ રાજ૦ ॥ ૬ ॥

॥ પદ ૧૯ ॥ રાગ કાફી. ॥

પરિક્ષા પાણીનીરે, કેસવ તારે ઘેર નથી; ભેખ દેખીને ભાગોરે, જદુવીર કમલાપતી ॥ ટેક. ॥ મુગતાફલનું તે પાણી નવ વરત્યું, ને નવ વરત્યું હીર સુત્ર; ભેખ ધરે ભવાઇઆને પવાઈ, પણ નીશ્ચે નહી આવે પુત્ર. માંહી જો જો કેસવરે, ખોળી એક રતી રતી ॥ પરીક્ષા૦ ॥ ૧ ॥ ભેખ ધરે વઇરાગ ન આવે, જે ભાગવી જાણે નાર; વાઘચંમર બેઠે જોગી થાએ નહી, તું તારે મન વિચાર. મન ભમે જેનું રે, તે કેમ પામે ગતિ ॥ પરીક્ષા૦ ॥ ૨ ॥ ભસ્મ ચડાવે કાંઇ સીધ થાએ નહી, જો મન વિસ્વમાં ફરે; છોડે નાત જાત કુટુંબ કબીલો, બાંધે મઠ ચેલા સંગરે. ઉતર મને આપોરે, એ વિભીચારી કે સતી ॥ પરીક્ષા૦ ॥ ૩ ॥ કેહે જન નરભો બેહેચરની પરતાપે, સો વાતની એક વાત; માંહીથી ભીતરવણ ભીંજા ટાળી, રીઝે નહી રઘુનાથ. જસ જને ભાખેરે, તે ગુરના ચરણવતી ॥ પરીક્ષા૦ ॥ ૪ ॥

॥ પદ ૨૦ ॥ રાગ કાફી. ॥

કેશવ ગતી તાહારીરે, જન વીરલાને જડે; તમે છો ગરજ મીત્રીરે, ખબર સરવ મુજને પડે ॥ ટેક. ॥ કાંમ કેસવ જ્યારે થઉં તમારૂં, દેખાડું પાંડવને જ્ઞાન; આગળ કળજુગ આવે છે વસમો, તમો નહી થાએ સમરણ ધ્યાન. કલજુગ એવોરે, જન સતીઆને નડે ॥ કેસવ૦ ॥ ૧ ॥ એટલી સુજ નવ પડી પાંડવને, કામ એનું કરવે છે હરી; માંહોમાંહે રણ જુધ રચાવ્યું, ન કહ્યુ રવીધારા કરી; જ્યારે રાજ ઘેર આવ્યું રે, મોકલ્યા હિમાળા ઘડે ॥ કેસવ૦ ॥ ૨ ॥ પાંડવને દુખે દુખ હતું તમને, માટે રહેતા હરનીશાં પાસ; ચત્રુભુજ તમે ચક્ર ન ધરો તો, પાંડવ કોણ ગુંજાશ. કોહો કોણ જોધોરે, ભીસમપીતા શું લડે ॥ કેસવ૦ ॥ ૩ ॥ ગામ તમારામાં રહ્યા સેવક, તે હશે દુઝણા દાસ; બાકી બીજા જન બાખડા જાણો, લો છો નાણું વિસ્વની પાસ. રખે લોના આનું રે, જે કાંઈ લાજ અડે ॥ કેસવ૦ ॥ ૪ ॥ જોર જોરાઈ નાથ માગો છો નાણું, જે નામ પાડીને દાણ; મુખ જોઈને જો લાખા ગમે મુકે, તે તો કેસવ પરમાણ. કેહે જન નરભોરે, ગુરૂ બેહેચરની વડે ॥ કેસવ૦ ॥૫॥

॥ પદ ૨૧ ॥ રાગ કાફી. ॥

માગો નાણું નાથજીરે, જોઈને નાહાઆને વટે; નાણું નાહાઆનું કેસવરે, નથી કહ્યું શાસ્ત્ર ખટે. એવો અન્યાય મેં નથી સાંભળીઓ, જે માગો નાહાઆનો દામ; જોયાં શાસ્ત્ર જોયાં પુરાણ અરાઢે, જોયો જ્ઞાન ગીતાનો ઠામ. નથી સુણું કાંઈએરે, મીથા શું ચડતું ચટે ॥ માગો૦ ॥ ૧ ॥ પંથ દૂરથી પ્રાણી આવ્યાતા, રૂદે

ભરા છો કોડ; હેત આણીને હરી હરી ઉચરતા, જે જે જે રણછોડ. નાથ નાવા દોનેરે, નીશ્ચે નહી નીર ઘટે ॥ મા-ગો૦ ॥ ૨ ॥ નાણું નાહાઆનું નથી સુણ્યું વેદમાં, નથી કાંઇ રામાયણ વાત; નહી વાલમીકજીને નહી સુક જોગી, માટે અન્યાય છે અઘાટ. નથી કહ્યું શંકરેરે, જે રઘુવીર રટે ॥ માગો૦ ॥ ૩ ॥ કેહે જન નરભો બેહેચ-રની મતાપે; હવે દાસની આણો દયા; પોપટ ભણાવતાં પુસ્ચલી તારી, તે કરતાં શું જન ગયા. છાપો આપો કેશવરે, અળગા કરી અંતરપટ ॥ માગો૦ ॥ ૪ ॥

॥ પદ ૨૨ ॥ રાગ કાફી. ॥

સાંભળ ગરજ મીત્રે, કહ્યું તને વીસતારી; કામ કોનું સપાડેરે, નથી કરૂં ગીરધારી ॥ ટેક. ॥ જ્યારે મી-રાંએ રાજને છોડ્યું, ત્યારે ઝેર તે પીધું જીવન; નામ-દેવે પગ વાહાલ્યો પોતાનો, ત્યારે ચાલી આવ્યું તે ભો-વન. નથી કરૂં અમસ્તુ રે, એની ટેવ ત્રીકમ તારી ॥ સાંભળ. ॥ ૧ ॥ સીત્તેર વરસ સુધી જ્યારે બોળાણો, ભજન કરી દીનરાત; ત્યારે ભજન તમે કરી એક દા-હાડો, એમાં સેનું શપાડું કરૂં નાથ. મેં તે જીવ જલ-ધ્યારે, માટે પાઇ જલ ક્યારી ॥ સાંભળ. ॥ ૨ ॥ વીપ્ર સુદામાના તાંદુળ લીધા, ત્યારે આપ્યું ઘરસુત્ર; રૂષી સંદીપે જ્યારે વીદ્યા ભણાવી, ત્યારે આણીને આપો પુત્ર. કો શું સપાડું રે, વ્રજતણા વિહારી ॥ સાંભળ. ॥ ૩ ॥ સૌળસહસ્ત્ર જાતાં શેરડી ખાતાં, છોઇ બેઠાતી હાથ; ચીર ફાડીને પાટા બાંધ્યા પંચાળી, પટકુળ પુરાં તે માટ ત્યારે દુશાસનરે, દુષ્ટ રહ્યો હારી ॥ સાંભળ. ॥ ૪ ॥ જ્યારે પોઢતા તમે ખીર સાગરમાં, કરૂં તપ દેવકી

વાસુદેવ; દારૂણ તપ તમે નવસેહે વાઉં, તાહારે પ્રગટી આ તતખેવ. કાલાયહ છોડાવ્યા રે, દુસ્ટ સંહારી ॥ સાંભળ. ॥ ૫ ॥ આજ કેશવ છાપ માગી મેં અમથી, તારે નીતરૂં પડી ઉતરત; કેહે જન નરભો બ્રેહ્મચરની પ્રતાપે, ચારે વેદ કહે સમરથ. માટે મુજ સારૂં રે, ઉઠો આજ ખુંખારી ॥ સાંભળ. ॥ ૬ ॥

॥ પદ ૨૩ ॥ રાગ કાફી. ॥

ઉત્તર આપો કેશવ રે, અંતર હેત આણી મને; પાળો છો તમે વિસ્વનેરે, કે વિશ્વ પાળે છે તને ॥ ટેક. ॥ શું કરવાને તે ભાખ્યું ગીતામાં, જે સુણતાં પાંડવ અરજુન; મેં વીસ્વ રચીઉં ને મેં સરવે કીધું, વળી લો છો વીસ્વનું ધન. કોહો એ ન્યાય ક્યાંહાંનોરે, પ્રીત ધરી પુછું તને ॥ ઉત્તર. ॥ ૧ ॥ વળી વીસ્વને તેં કહ્યું ગીતામાં, જે લોહોકું સોવરણ ગણો એક; મીત્રને શત્રુ એક કરી ચાલજો, એવો ધરો મન ટેક. તે પામે મુજનેરે, અંતે રાખું મારી કને ॥ ઉત્તર. ॥ ૨ ॥ લોહોકું સોવરણ તમે એક જાણો, ન માગો હરીજન પાસ; મીત્ર શત્રુ જો તમે એક જાણો, તો કૌરવ ન પામે નાસ. ભીસ્મપીતા સરખારે, ઉડાવે સેન એકે બાણે ॥ ઉ. ॥ ૩ ॥ કેહે જન નરભો ગુરૂ ચરણની પરતાપે, તું સાંભળ વિસ્વાધાર; કીડીએ કુંજર ગળ્યો તમે કેહેસો, તો નથી કો પુછનાર. રાખો મને રોકીરે, કેશવ કેહેને શાને ગુને ॥ ઉતર. ॥ ૪ ॥

॥ પદ ૨૪ ॥ રાગ કાફી. ॥

રૂદે રોશ ન ધરશોરે, તન આરડો હોય અતી; માગે છે દયાળીનેરે, વસ્તુ જે ઘરમાં નથી. લાડકવાયો તન

માબાપ મુકી, લાડ કોની આગે કરે; માબાપ આગે કરે જે તે તો છાજે, બાકી દુરીજન કોટી ફરે. કેહેવાશે કોને માબાપરે, જોવી કોને એ કરતી ॥ રૂદે. ॥ ૧ ॥ જુવો માબાપ રૂદે રીસ ન આણે, રાખો છાનો ઉપાય કરી; એવું જાણીને રખે મેં મોજ લીધી, છાપ શીદ ખોળી-તી હરી. જુઓ મુજ નાહાતાંરે, ઘટી કેટલી ગોમતી ॥ રૂદે. ॥ ૨ ॥ શું કરવાને રખ તમે લીધીતી, જસોદા આગે રઘુવીર; ચાંદો ચુંટીને તમે આપો મુજને, ત્યારે ભારૂં થાળીમાં નીર. દીઠો માંહે ચાંદોરે, પછે રીજ્યા લક્ષ્મીપતી ॥ રૂદે. ॥ ૩ ॥ તમે જાણું આવશે કેમ ચાંદો, એવી તમારી સોજ; કેહે જન નરભો બેહેચ્ચરની પરતાપે, માટે મેરખ લીધી મોજ. છાપો આપી કેશવરે, ગુરૂના ચરણવતી ॥ રૂદે. ॥ ૪ ॥

॥ પદ ૨૫ ॥ રાગ કાફી. ॥

સવાસલું કરૂં તોરે, લાજે મુનસોદેહ માહારી; લાજે ટેક ગુરૂનોરે, કેહેશે જન ગયો હારી ॥ ટેક. ॥ ૧ ॥ ખરો ક્ષત્રી તે ક્ષત્રીવટ ન મલે, ચડે રણમાં તજીને દેહ ભાન; સાચો હરીજન હઠ ન મેલે, તું કેશવ સુણજે કાન. ભરૂસો મુજનેરે, રઘુવીર છે ભારી ॥ સવાસલું. ॥ ૧ ॥ અનંત કોટી વીશ્વ માંહે વાંઝીયા, કરે સવાસલાં રાતદિન; તોએ ત્રીકમ તને દયા ન આવી, ન મોકલ્યો તને તન. ભાવન કેછે સુનાંરે, જે કામ બીનાકારી ॥ સવાસલું. ॥ ૨ ॥ વળી સવાસલાં કરે છે ઘણેરાં, જે નીરધનીઆ છે અનેક; રાત દીવસ ધન ધન પોકારે, પણ ઘટી ના કોડી એક. માટે સવાસલુંરે, નહીં કરૂં ગીરધારી ॥ સવાસલું. ॥ ૩ ॥ કેહે જન નરભો બેહેચ-

રની પ્રતાપે, જેનું ભવીશ છે જેમ; જેવું જે કરે તેવું તે ફળ પામે, મેં તો દીઠું છે તેમ. નહી મટે માડીરે, હશે જે હોનારી ॥ સત્ચાસલું. ॥ ૪ ॥

॥ પદ ૨૬ ॥ રાગ કાફી. ॥

અટળક નથી ટળતારે, કરો છો જેને જેવું ઘટે; મટે નહી રેખ માંડીરે, લખી છે જો લિલાવટે ॥ ટેક. ॥ આગે કામ વિચારી કરૂં છે, કેશવ આઘી પાછી રતી નહી થાય; અતુલ અવગુણ આગલા મુકી, કાલાવાલાથી કરશે સાહાય. એ વાત જુઠીરે, કેમ હોનાર મટે ॥ અટલક. ॥ ૧ ॥ માંડી મટે નહી એમ કહીને, નીગમ પોકારે ચાર; લખ્યા નહી ભુલે એમ વીશ્વ કહેછે, માટે નીશ્ચે કરો છે હોનાર. ભવીશ ન ભુલેરે, કહ્યું છે શાસ્ત્ર ખટે ॥ અટલક. ॥ ૨ ॥ આગે જનમ સુકીત કરે તે, પામે આગળ સહસ્ર ઘણું; કરૂ ન રાખે વણ કરૂ ન આપે, રઘુવીર એક અણું. સાચી શાહુકારીરે, માટે રઘુવીર રહે ॥ અટલક. ॥ ૩ ॥ માંડી મટે તો મટે પરીક્ષતની, કર્યા જેણે કોટી ઉપાય; કેહે જન નરભો બેહેચરની પરતાપે, રાંધ્યું ફરીને કેમ રંધાય. એવું જાણીનેરે, ચેતા છું આજ તારી વટે ॥ અટલક. ॥ ૪ ॥

॥ દારકાંનાં પદ સમાપ્ત ॥

॥ શ્રીગણેશાએનમઃ ॥ શ્રીગુરૂભ્યોનમઃ ॥ શ્રીસરસ્વત્યેનમઃ ॥

# અથ સમીસંજ્યાની ગરબીઓ.

---

સમી સંધ્યાએ અમે સંચરાં જમુનાંની તીરે, હાં હાં રે જમુનાની તીરે; દુરલભ દરશન દીજીએ વાહાલો શામ શરીરે, હાંહાં રે વાહાલો શામ શરીરે. ગોવાલીઆની બીચમાં હરી રમતા દીઠા, હાંહાં રે હરી રમતા દીઠા; મત ગઈને ગમારી થઈ અતી લાગે મીઠા, હાંહાં રે અતી લાગે મીઠા. સઉ સખીઓ ટોલે મલી માહારી ગત મત ખોઈ, હાંહાં રે માહારી ગત મત ખોઈ; પ્રીતમના પ્રભુ પાતલા બીજું અવર ન કોઈ, હાંહાં રે બીજું અવર ન કોઈ.

॥ ગરબી બીજી. ॥

સમીસંજ્યા એ અમે સંચરાં જમુનાં જલ ભરવા, વાટે મલ્યા વરણાગીઓ માહારૂં ચીતડું હરવા, હાંહાં રે માહારૂં ચીતડું હરવા. મેહે મુખું મન ભાવતું છબીલા વારી, હાંહાં રે છબીલા વારી; સારા છીએ અમે સુંદરી આશીશ તમારી, હાંહાં રે આશીશ તમારી. કોઈ દીન ઘેર આવો નહી જાતાં ને વલતાં, હાંહાં રે જાતાંને વલતાં; પ્રીતમના પ્રભુ પાતલા મારગસર મલતાં, હાંહાં રે મારગસર મલતાં.

॥ ગરબી ત્રીજી ॥

ઊભા તે રેહેજો કાંહાંનજી જમુનાંને આરે, હાંહાં રે

જમુનાંને આરે; જલ ભરવા અમે આવશું વારેને વારે, હાંહાં રે વારેને વારે. ચોદેશ ધેન ચરાવજો અમે નીર ભરીશું, હાંહાં રે અમે નીર ભરીશું; આખપાખના નેણમાં અમે પુરણ ઠરીશું, હાંહાં રે અમે પુરણ ઠરીશું. હરી મુજને વાહાલા ઘણા હું હરીને વાહાલી, હાંહાં રે હું હરીને વાહાલી; પ્રીતમના પ્રભુ પાતલા ઘેર આવો ચાલી, હાંહાં રે ઘેર આવો ચાલી.

॥ ગરબી ચોથી ॥

મરકલડાં કરે માનની કાંઇ વાએક ભાસે, હાંહાં રે કાંઈ વાએક ભાસે; રાધા ચોલી પેહેરી આશું રૂપ પ્રકાશે, હાંહાં રે સુરૂપ પ્રકાશે. શામગરી સરવે જોઈ થઇ લાલચ ઘેહેલી, હાંહાં રે થઈ લાલચ ઘેલી; શાક પાક સુંદીર કરી થાલ આગલ મેહેલી, હાંહાં રે થાલ આગલ મેહેલી. જમવા શી જુગત બની શીરવેણી છુટી, હાંહાં રે શીરવેણી છુટી; ધાઇને આવા કાહાનજી, હું તો જમતાં ઉઠી, હાંહાં રે હું તો જમતાં ઉઠી. લાખેણાની ચાલનો લાખેણો લટકો, હાંહાં રે લાખેણો લટકો; પ્રીતમના પ્રભુ પાતલા માહારા ચીતમાં અટકો, હાં હાં રે માહારા ચીતમાં અટકો.



શ્રીગણેશાયનમઃ શ્રીશારદાયનમઃ શ્રીગોપીજનવલભાયનમઃ

# અથ શ્રી એકાદશીનું વ્રત.

આજ થઈ એકાદશી અપવાસ, મોહન પુરો મનની આશ ॥ ૧ ॥ લાગું લળી લળીને પાય, કોહોને વ્રત તણો મહીમાય ॥ ૨ ॥ વલતી બોલ્યા વીશ્વાધાર,

તમે સાંભલોની ત્રીજની નાર ॥ ૩ ॥ અડધો દશમ કેરો દીન, દાટો સાધ્યાનું માહા પુન્ય ॥ ૪ ॥ સાંહાંજે સેનજ કરવું ભોંય, અખંડારૂપ ભજોની તાંહાંય ॥ ૫ ॥ વાહાણું એકાદશીનું વાહાય, પરથમ દંતધાવન કરી નાહાય ॥ ૬ ॥ મુખથી ગોવીંદ ગોવીંદ ગાય; રાત્રે જાગરણ કરવા જાય ॥ ૭ ॥ જાગરણ કરશે વાહાણા વાહાણ, મટશે લખચોરાશી ખાણ ॥ ૮ ॥ મંગાવો અતી ઉજલાં અન, પારણા પેહેલાં કરવાં પુન્ય ॥ ૯ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામ્યા પ્રેમાનંદ ॥ ૧૦ ॥ સાધી બારશ બીજે દીન, આવશે વઇકુંઠના વઇમાન ॥ ૧૧ ॥ તરીઆ તેલ સોપારી સાર, ત્રજવા ત્રણેને તે વાર ॥ ૧૨ ॥ કાંસા પાત્ર ન જમવાં અન, જીવની દયા પાલવી મન ॥ ૧૩ ॥ ચોરી પરહરજો પરીતાપ, હરી ગુણ ગાજો દીનને રાત ॥ ૧૪ ॥ જીવડા જેવી જનુની તાહારી, મુરખ જાણી લો પરનારી ॥ ૧૫ ॥ ઓધર અવતરીઓ કઇવાર, પામ્યો મુનસાદેહ અવતાર ॥ ૧૬ ॥ જીભાએ જુઠું બાંધ્યું કરમ, ધડથી ધારૂં નહી કાંઇ ધરમ ॥ ૧૭ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૧૮ ॥ ધારૂં ધન તેસ્સનું ધન, તેહેને જાણો મોટા જન ॥ ૧૯ ॥ જાણે શીવ સનકાદિક સુર, નારદ બ્રહ્મા હરીને હજુર ॥ ૨૦ ॥ સુખજી તેહેને જાણેરે, પાંચે પાંડવ માને રે ॥ ૨૧ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૨૨॥ આજ થઇ કાલી ચઉદશ કામ, ચાલો જમુના કરીએ અશનાન ॥ ૨૩ ॥ જાહારે મલશે માહારો નાથ, તારે કરશું દીલની વાત ॥ ૨૪ ॥ નાસે ખાંડ તેલ ફુલેલ, આપડે સંચારીશું તેલ ॥ ૨૫॥ સ્વા-

શ્રી ગોકુલના ગોવંદ, ગોપી પામ્યા પ્રેમાનંદ ॥ ૨૬ ॥ આજ થઈ અમાવાસીયા વનમાલી, સખીઓ ઘેર ઘેર દીવાલી ॥ ૨૭ ॥ સોના રૂપા દેછે દાન, નારદ તન કરે તાંહા તન ॥ ૨૮ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૨૯ ॥ પડવે પડવા કીધી દેહ, રાખો નરહરીજીશું નેહ ॥ ૩૦ ॥ નામારના જુગની નવ પોલ, તેહેમાં પંખી કરે કલોલ ॥ ૩૧ ॥ વચ્ચમાં બેઠાનો છે બેટ, તેમાં વાણોતર ને શેઠ ॥ ૩૨ ॥ શેઠે સઘલું સોંપ્યું કામ, આપું વાણોતરને ધામ ॥ ૩૩ ॥ તન તાજુવે તોલે તન, ડાંડી સામું સખે મન ॥ ૩૪ ॥ ઘડો ધારણુ ઘરંભ સંભાલ ॥ કાલા કપટ કાટલાં કાહાડ ॥ ૩૫ ॥ અદકું લીધાનું માહા પાપ, ઓછું આપાના સંતાપ ॥ ૩૬ ॥ વલતી આડું અવલું જોવું, મુરખ મુડીમાંથી ખોઉં ॥ ૩૭ ॥ શેઠે પુછું નામા મેલ, ઘેહેલે ગરથમાં ભેલું તેલ ॥ ૩૮ ॥ આગલ મંદીરીઆમાં માહાલો, વલતી ઘસમસ કરતા ચાલો ॥ ૩૯ ॥ વલતી કપલાશપુરીમાં વસીઓ, ગોકુલ પ્રભુજ ઓધરીઓ ॥ ૪૦ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૪૧ ॥ બીજે બીજતણો વીસતાર, વઈરાટ સ્વરૂપે વીશ્વાધાર ॥૪૨॥ સાંધ્યાં ઉગ્ર તપ આસન, પરગટા નાભીકમલથી બ્રમ ॥ ૪૩ ॥ ભલાવો બ્રમાને વેહેપાર, સરસ્ટી માંડે સંસાર ॥ ૪૪ ॥ નરબલ કીધી એકજ નારી, તેનું નામ ગાવત્રી ધારી ॥ ૪૫ ॥ ચારે જુગ જે ચારે ચરણ, ચારે આંચલ વેદ વાકરણ ॥ ૪૬ ॥ વસે વીઠલ વાડી સાર, ગોવંદ ગાય તણો આધાર ॥ ૪૭ ॥ દેખે દુધે દુનીઆ માંહી, ગોકુલ પ્રભુ પ્રેમ હોય તાંહી ॥ ૪૮ ॥ સ્વામી

ગોકુલના ગોવંદ, ગોપી પામ્યા પ્રેમાનંદ ॥ ૪૯ ॥ ત્રીજે ત્રણે કીધા દેવ, બ્રમા વીષ્ણુ ને માહાદેવ ॥ ૫૦ ॥ તેડી બ્રમાને પુછ્યું પાસ, મુજને વરોને મારા નાથ ॥ ૫૧ ॥ બ્રમા કેહે રે મોરી માય, મુજને તેં આપો અવતાર ॥ ૫૨ ॥ જનમના જનમા એવા જાણું, એવી વાત અંતર શુધ આણું ॥ ૫૩ ॥ ઉઠી આંખોમાંથી ઝાહાલ, બાળી પ્રલે કીધા તતકાલ ॥ ૫૪ ॥ શક્તી શંકરને કરે સાન, વરવા આપોને વરદાન ॥ ૫૫ ॥ મુજમાં મોટી ઉપાવી મત્ય, બે બાલા તે માહારી ગત ॥ ૫૬ ॥ સજીવન કરો આંહી, ત્રણે રૂપ થાવ એકઠાંહી ॥ ૫૭ ॥ લીલા લક્ષ્મી સાવત્રી, માયા મારૂંધરને વરી ॥ ૫૮ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામ્યા પ્રેમાનંદ ॥ ૫૯ ॥ ચોથે ચારે કીધી જાણ, પડવું લખચોરાશી ખાણ ॥ ૬૦ ॥ ચારે ચોરાશીમાં ફરવું, એકમાં એકવીશલાખ અવતરવું ॥ ૬૧ ॥ ઉત્તમ રૂપે બેઠા નાથ, ગોવંદ ગ્રહીને ઝાહાલો હાથ ॥ ૬૨ ॥ સ્વામી ગોકુળના ગોવંદ, ગોપી પામ્યા પ્રેમાનંદ ॥ ૬૩ ॥ પાંચમે પાંચે તત્વ સાર, આણુંદ ઉદકને આકાશ ॥ ૬૪ ॥ અગન પવનને ત્રીજું તેજ, ગુરૂને ચેલા ઉપર હેત ॥ ૬૫ ॥ ચેલો ચારે દેશે જાય, જાંહાંથી તાંહાંથી લાવીને ખાય ॥ ૬૬ ॥ અધરમ કરે તેઅ કનાય, દીઠી વાટે તે નવ જાય ॥ ૬૭ ॥ બીજી અવતરવાની પેહેર, એટલે સંત પધાર્યા ઘેર ॥ ૬૮ ॥ કીધી સાધુજનની સેવ, સાધુએ દેખાડા ગુરૂદેવ ॥ ૬૯ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામ્યા પ્રેમાનંદ ॥ ૭૦ ॥ છઠીના લખા લેખ લેલાટ, કીધી કરમ તણી પર ॥ ૭૧ ॥ સુખના રાતા દુખના શ્યામ, તેનું બાવનમાં નહી

નામ ॥ ૭૨ ॥ અક્ષર એક અખંડ તે જાણ, ખરતાં ખરી પડે નીરવાણ ॥ ૭૩ ॥ તેને જાણે જવરલા કોઈ, વાણી ખાણીમાં તે નોહોય ॥ ૭૪ ॥ જેહેને રૂપ રંગની ખ, જાણે સકલ ગુણ વીવેક ॥ ૭૫ ॥ રેહેછે ગગન મગન મોજાર, ચઉદે લોક તેને આધાર ॥ ૭૬ ॥ સ્વામી ગોકુળના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૭૮ ॥ સાતમ સાત મલી છે નાર, મનમાં એક કીધો વીચાર ॥ ૭૯ ॥ પેહેલી પરથમ પુછે વાત, મુજને વાહાલા વઈકુંઠ નાથ ॥ ૮૦ ॥ બીજી બોલી બુધ પરકાશ, મુજને હરી મલાની આશ ॥ ૮૧ ॥ ત્રીજી કેહે તારીકે કરી, સમણામાં વઈકુંઠ વરને વરી ॥ ૮૨ ॥ ચોથી કે ચાલો જઈએ વન, જઈને જમુના કરીએ અસનાન ॥ ૮૩ ॥ જાહારે મલશે માહારો નાથ, તારે કરીસું હલની વાત ॥ ૮૪ ॥ પાંચમી પરમેશ્વરનું નામ, સમરે સીધે સઘલા કામ ॥ ૮૫ ॥ છઠીના લખ્યા પાછા કેમ થાય, જેહેની કરીએ કોટી ઉપાય ॥ ૮૬ ॥ સાતમી સ્વામી કેરી આશ, રહીએ ગોકુલ પ્રભુની પાસ ॥ ૮૭ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૮૮ ॥ આઠમે અસ્ટમો ગરભ અવતાર, મથુરામાં પ્રગટા મોરાર ॥ ૮૯ ॥ ધારણ ધરીઉં ધરણ સ્વરૂપ, આગલ દીઠું ચત્રુભુજ રૂપ ॥ ૯૦ ॥ લાગા માત પીતા તાંહાં પાય, મેહે તો આવડું તેજ ન ખમાય ॥ ૯૧ ॥ દરસણ દીધા દીન દયાલ, ખોલામાં થઈ બેઠા બાલ ॥ ૯૨ ॥ તાલાં કમાડ ભુગલ ભાગી, કંસે જોઉં નહી તાં જાગી ॥ ૯૩ ॥ આગલ જમુના વેહે ભરપુર, જાવું ગોકુલમાં હજુર ॥૯૪ ॥ ઓધવ જસુદાજીને જાણ, પ્રગટા જોગમાયા પર-

માણ ॥ ૯૫ ॥ વાસુદેવ પુત્રીને તેડી લાવ્યા, ગોકુલ પ્રભુ માતને ધાવા ॥ ૯૬ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૯૭ ॥ નામે નવલા ધરા નીશાન, ઈંદર બ્રમાને થઈ જાણ ॥ ૯૮ ॥ સામા સુરપતીને સઉ ગાય, આણંદ ઓછવ મંગલ થાય ॥ ૯૯ ॥ મનુસાઈ દીવાલી આજ, સમરા સેવક જનની કાજ ॥ ૧૦૦ ॥ ચુવાચંદન અબીલ ગુલાલ, ભીના કેશરમાં નંદલાલ ॥ ૧૦૧ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૧૦૨ ॥ દશમે દશરા કેરા દીન, જોતાં જડીઆ જુગજીવન ॥ ૧૦૩ ॥ ઉભા જમુનાજીની તીર, પાસે બેઠા બલભદર વીર ॥ ૧૦૪ ॥ સ્વામી સેખશાઇનો અવતાર, તેમને નીરખે સઘલી નાર ॥ ૧૦૫ ॥ પુરણ પોહોતા મનના કોડ, સ્વામી બલભદરની જોડ ॥૧૦૬ ॥ અવીચલ રેહેજો ગોકુલનાથ, ગોપી હરીશું જોડા હાથ ॥ ૧૦૭ ॥ સ્વામી ગોકુલના ગોવંદ, ગોપી પામા પ્રેમાનંદ ॥ ૧૦૮ ॥ લલુ વીનંતી કરૂ વીનંતી કરજોડ, બોલો જય જય શ્રી રણછોડ ॥ ૧૦૯ ॥ લખું મેહુ એકાદશીનું વ્રત, પાના પુસ્તક નહી કાંઈ પ્રત ॥ ૧૧૦ ॥

માતા જસોદા બોલાવે જમવા લાલને, ચાલો લાડકડા અલબેલા લાગુ પાય; તેમ તેમ રસીયોજી રીસાવીને આવે નહી, પાછળ દોડું હું તો નટવર નાસી જાય. માતા જસોદા બોલાવે જમવા લાલને. કાહાના કેમ સંતાપે મુજને ઘેર કામ છે, વાટ જુવે છે કાહાના બેશી રહા છે બલવીર; તમને શીખામણ દેઉં તે કેમ નથી લાગતી, શામાટે શામલીઆ ભરો છો નેત્રે નીર. માતા જસોદા બોલાવે જમવા લાલને. હાવા ઢંગ ધુતારા જેહે

કોઈ તુજમાં જાણશે, તારે પરણ્યાની શી થાશે હરજી પેહેર; કોઈ કન્યા નહી આપે કાહાના તુજને, રાખો ડાહાપણ ચાલો રાહાડ તજીને ઘેર. માતા જસોદા બોલાવે જમવા લાલને. હવે નહી મારૂ માહારા સમ મુજ બાપના, હું હારી તું જાહીનો જુગતઆધાર, શું કરૂં લાડકવાયો છઊં એકાએક નંદને, તેથી સાંખી રહુ છઊં બાકી ચડે છે રીસ. માતા જસોદા બોલાવે જમવા લાલને. જેમ તેમ સમજાવી લાવાં તે સુંદીરશામને, કટીએ બેસારીને ચુંબન કીધું ગાલ; મુખડાં નીરખી હરખી રંગમાં રીઝાં ઘણું, આવી મુખડા આગલ મુકી કંચન થાલ. માતા જસોદા બોલાવે જમવા લાલને. માંહે પકવાન પીરસા છે ભલી ભાતનાં, માંહે ખાજાં જલેબી બરફી બુરા ખાંડ; પેંડા પુરી કચોરી પરસુલીની પાતલી, બોલો માહારા સમ એમ મુખથી કરતા માડ. માતા જસોદા બોલાવે જમવા લાલને. ઘેબર સુતરફેણી આણી અતીશે ઉજલી, બીજા નાહાના વીધના પવીત્ર કીધા પાક; અતી આનંદે જમાડે માતા લાલને, તલાતાતાં લાવી તરત મુકાં શાક. માતા જસોદા બોલાવે જમવા લાલને. મેસુર મગદલ તે લાવા માતા જસોમતી, શકરપારા સીહીરા તેમાં સાકર બહુ; માહારા ચલબેલા હો લાલજી સે નહી બોલતા, માહારા સમ જો હવે કશું તમને નહી કહુ. માતા જસોદા બોલાવે જમવા લાલને. માહારા સમ જો તુજથી વાહાલુ મુજને કોઈ નથી, માહારી આંખડીએથી રખે વેગલા થાવ; માહારા આંગળીયા રૂડાં દીસે છે તમ વડે, સમ ખાધા શામલીઆ હવે ન આઘા જાઓ. માતા

જસોદા બોલાવે જમવા લાલને, પ્રેમે આરોગીયું તે હરી બલદેવજી, માતા જસોદાને આનંદ અંગ ન માય, આપે રમકડાં રઢીઆલાં રીઝી રંગનાં ઉભા દાસ હરી ભટ દોસે લાય માતા જસોદા બોલાવે જમવા લાલને.

---

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# અથ આરતીઓ લખી છે.

જયદેવ જયદેવ, જય જગદાધારા; જય જગદાધારા ॥ અંતરજામી અપારા, સરવોત્તમ સારા; જય દેવ જય દેવ ॥ ૧ ॥ સ્વયંમભુ વીભુ આપ ત્રીભોવનમાં વ્યાપો, સુખ સંતોષ આપી; કીલવીસ સઉ કાપો. જય દેવ જય દેવ ॥ ૨ ॥ મંગલ સુંદર રૂપ, કરૂણા મય તાહારૂં; પ્રેમ ભાવથી માહારા. ચીતમાં નીત ધારૂં ॥ જય દેવ ॥ સુધા રૂપી અરઘ, આપુ હું ચરણે; ગંધાક્ષત ભગતીના. અરપી રહુ સરણે ॥ જય૦ ॥ ગજ એકાગ્રહેથી ધ્યાન ધારૂં હું ચીત્ત, પ્રેમ પુષ્પે વધાવું; પ્રભુ સીરસે નીતે. ॥ જય૦ ॥ સદાકાલ સનીધ જાંણીને દેવા; ગનાંના તીથી નીરખુ. એ ઉત્તમ સેવા ॥ જય૦ ॥ વીસ્તારી વીસવેસ, અતી અદભુત માંઆ, સાસ્ટાંગ તમને હું, પ્રણમુ જગરાઆ. ॥ જય૦ ॥ અવગુણના અપરાધ અતીસે છે માહારા, ક્ષમા કરો કરૂણાથી; પ્રભુ જગદહુધારા ॥ જય દેવ જય દેવ ॥

આરતી ॥ ૨ ॥

જય દેવ જય દેવ, જયમંગલદાતા; વીસ્વ તણા [illegible] ભગત જન તણા તાતા ॥જયદેવ ॥ કરૂણા

સીંધુ કૃપાલ કૃતીઓ નવ જોસો અલપમતી જીવોના, અતીસે છે દાસો ॥ જય૦ ॥ સચીત ધન આનંદ, ત્રીભોવના સ્વામી; સરવ ગન અંતરયામી; સચ્ચરાચર ગાંમી ॥ જય૦ ॥ સંકટ સમયે નાથ, પ્રભુ આવો વારે; ભય સરવે સંહારો, સરણુ હંમે તાહારે ॥ જય૦ ॥ અંતર ભાવથી નાથ કરૂ તાહારી સેવા. દુરીત કૃતીઓ માહારી, ક્ષમા કરો દેવા ॥ જય૦ ॥ અભીવંદન ભગવંત, કરૂ નીસ દીન તમને; કૃપા કરીને આપો. પ્રભુ સંનમતી અમને ॥ જયદેવ ॥ સદાચાર એ મુખ્ય છે ભગતી તાહારી, સદા તમારે ચરણે. વ્રતી રહો માહારી ॥ જય૦ ॥ જગદીસ્વર જગતાત, તાપત્રય હરસો, મનવાંછીત પ્રભુ માહારા, પરીપુરણ કરશો ॥ જયદેવ ॥

આરતી ॥ ૩ ॥

જયદેવ જયદેવ, જય કરૂણાસીંધુ; કરજોડી પ્રભુતારે ચરણે નીતવંદુ ॥ જય૦ ॥ તતસત બ્રમ મહેશ મુકતી તણા દાતા ॥ વ્યાપી રહો સતાથી વીભુ સવીતા ધાતા ॥ જય૦ ॥ ૨ ॥ પ્રાતસમે પરમેશ પ્રભુ પદને વંદુ ॥ સત કરમો કરવાનો, વીધી હું આરંભુ ॥જય૦॥ ૩ ॥ સાયમકાળ સુરેશ, સકળ કીરીઆ મારી ॥ તુજ ચરણે અરપીને; માગુ કૃપા તારી ॥ જય૦ ॥ ૪ ॥ સરવાતમા સરવેશ સુખ શાંતી આપો ॥ કૃપા કરી કરૂણા નીધી, સંકટ સકળ કાપો ॥ જય૦ ॥ ૫ ॥ કીધા અતી ઉપકાર, વળી નીતે કરશો ॥ દાશ દયા નીધી મારા ચીતમાં નવ ધરશો ॥ જય૦ ॥ ૬ ॥ અવલંબન આધાર સતીઅ પ્રભુ તારો ॥ શરણાગત શેવકને, ભવ

થકી ઉગારો ॥ જય૦ ॥ ૭ ॥ અભીવંદન કરી નાથ, ધ્યાન ચીત્તે ધરીએ॥ પ્રેમતણી પુસ્પાંનજલી, ચરણાર્પણ કરીએ ॥ જયદેવ ॥ ૮ ॥

## આરતી ॥ ૪ ॥

જયદેવ જયદેવ, જય જગદાધીશા ॥ પ્રકરત્તી પરા પરમેશા, પ્રણમુ પ્રભુ ઈશા, જયદેવ ॥ ૧ ॥ સાક્ષી તમે સરવત્ર; સતા થકી વ્યાપો ॥ કૃપા કરી સેવકને, મતી નીરમળ આપો ॥ જય૦ ॥ ૨ ॥ નમી નમી નમી નમી નાથ, પાય તને લાગુ ॥ પ્રભુ આપો પુરૂશારથો, એ શુભ વર માગુ ॥ જય૦ ॥ ૩ ॥ મુજ અપરાધ અગાધ, ચીતમાં નવ ધરશો ॥ કૃપાધના કરૂણા કરી; પાપ ક્ષમા કરશો ॥ જય૦ ॥ ૪ ॥ પ્રભુ છો પરમ કૃપાલ, કાર્ય સફલ કરવા ॥ સંરક્ષણ કરી મારા, સંકટ સકળ હરવાં ॥ જય૦ ॥ ૫ ॥ પરમેસ્વર અસતીતવ, સતીઅ કરી માનુ ॥ શ્રધા ભકતી ઉપાસન, શુભ અરચન જાણુ ॥ જય૦ ॥ ૬ ॥ પરાભકતી પ્રભુ ધ્યાન, રૂદય વીશે ધારી ॥ અભીવંદન પુરવ કહુ, કરૂ અરચા તારી ॥ જય૦ ॥ ૭ ॥ એ ઉત્તમ ઉપચાર, અરપુ તુંજ ચરણે. અંતર આગથી અરચન, કરી રહુ પ્રભુ શરણે ॥ જયદેવ ॥ ૮ ॥

## આરતી ॥ ૫ ॥

જયદેવ જયદેવ, જયમંગલકારી. અતી કરૂણા વીસ્તારી, પ્રભુ છો ઉપકારી ॥ જય૦ ॥ ૧ ॥ શડ ગુણાયુત ભગવન; ભગતી સદા આપો; કરૂણા કરી સેવકનાં, ભઅ સંકટ કાપો ॥ જયદેવ ॥ ૨ ॥ શુભ મંગલ ગુણાગાય. ભકતજનો તારા. અવીચલ શુભ

પદ આપો વીભુ વીશાવો ધારા ॥ જય૦ ॥ ૩ ॥ કોટા- વધી અપરાધ; પ્રભુ નીશદીન દેખો. દયા કરી દીન દોશો, ચીતમાં નવ લેખો ॥ જય૦ ॥ ૪ ॥ સકળ વી- શ્વમાં વ્યાપક, પ્રભુ સતા ભાસે. સુંદર નીયમો ની- રંખી, ચીત નીત ઉલાસે ॥ જય૦ ॥ ૫ ॥ પ્રેમ પુ- સ્પની માળ, પ્રભુને શુભ ચરણે. અરપણ કરી દ્રઢ શ્રધા થકી રહીએ શરણે ॥ જય૦ ॥ ૬ ॥ દુરાચારથી દુર, પ્રભુ રાખો અમને. દીવીઅ પીતા પ્રભુ કરીએ વીનંતી અમે તમને ॥ જય૦ ॥ ૭ ॥ મળી મંડલી મ- હરાજ, અભીવંદન કરીએ. સદા પરાભકતી થકી સમરણ રૂદય ધરીએ ॥ જયદેવ ॥ ૮ ॥

આરતી ॥ ૬ ॥

જયદેવ જયદેવ, જય ભગવન દેવા. ભકતી પરા- પ્રીત મારી ગુરૂ નીશદીન સેવા ॥ જય૦ ॥ ૧ ॥ પ્રભુ- નો પાર અપાર, રૂશી મુની નવ પાંમા. સ્તુતી ગુણ- ગાઈ તમારી; મન થકી વીસરામા ॥ જય૦ ॥ ૨ ॥ સરવ સ્થળે પ્રભુ વાસ. સત્ય કરી જાણુ. એ અ- તી ઉત્તમ વીધીનું, આવાહન માનુ. ॥ જય૦ ॥ ૩ ॥ પ્રેમ પાત્ર પરીપુરણ, ભરૂ શ્રધા જલથી. પાદીઅ અ- રઘીઅ અરચન વીધી કરૂ નીરમળ મનથી ॥જય૦॥ ૪ ॥ પરમેશ્વર પ્રણીધાન, ધરી નીતે મનમાં. ગંધ પુ- સ્પ ભકતીના અરપુ પ્રભુપદમાં ॥ જય૦ ॥ ૫ ॥ મં- ગલમય મહરાજ; મંગલ પદ આપો. કૃપા કરી મુજ શીરસે, હસતવરદ સ્થાપો ॥ જય૦ ॥ ૬ ॥ પરમાત- માનું ધ્યાન, રૂદય વીશે ધારૂ. અતી ઉપકાર તમારા કદી નવ વીસારૂ ॥ જય૦ ॥ ૭ ॥ દરશાન દો મહરાજ

દીનં વતસલદાતા વીનય થકી વીનવું છું, વીસવં પીતા માતા ॥ જય૦ ॥ ૮ ॥

આરતી ॥ ૭ ॥

જયદેવ જયદેવ, જય વીસ્વાધારા. વીશ્વંભર અવીકારા, વીભુ અપરમત્રપારા ॥ જય૦ ॥ ૧ ॥ સકલ વીશ્વના નાથ, સતીઅ તમે ભાસો. સરવે સ્થળમાં પ્રભુનો છે નીશ્ચય વાસો ॥ જય૦ ॥ ૨ ॥ અંતર ધ્યાન વીધાન; અતી પ્રીઅ છે તમને. અવીહીત નીંદ કૃતીથી; દુર રાખો અમને ॥ જય૦ ॥ ૩ ॥ સદ્‌વીચાઆ સત જ્ઞાન. સતસંગો આપો. અંતરઆમી અમારાં, દુસ્ટ દરપો કાપો ॥ જય૦ ॥ ૪ ॥ કરીએ કોટી પ્રણામ; પરમેશ્વર ચરણે. કૃપા કરી અમને પ્રભુ રાખો નીજ શરણે ॥ જય૦ ॥ ૫ ॥ પ્રભુ ઉપકાર અપાર, સમરણ સદા કરીએ. જન હીતકારી ક્રીરીઆ કરી, ભવસાગર તરીએ ॥ જય૦ ॥ ૬ ॥ પ્રેમ ભકતીથી ધ્યાન ધરી પ્રભુ આરાધે. ભવ બાધાઓ તેને નીશ્ચય નવ બાધે ॥ જય૦ ॥ ૭ ॥ ભકત તણી સંભાળ પ્રભુ નીશદીન લેશો. ભવ થકી પાર ઉતારી, મુકતી સમીપ દેશો ॥ જય૦ ॥ ૮ ॥

આરતી ॥ ૮ ॥

જયદેવ જયદેવ, જયજય જગત્રાતા; સાતવીક શુભ ગુણ ધાતા, દીન વતસલ દાતા ॥ જય૦ ॥ ૧ ॥ સ્થીર ચર વીઆપત મહેશ મંગલ શુભકારી. ભવપતી ભકતજનોના, ભય સંકટ હારી ॥ જય૦ ॥ ૨ ॥ સ્રસ્ટી વસતુ વતંનાથ; નથી પ્રતીમા તારી. ચીનમય મંગલ અવીચલ; અનુપમ અવીકારી ॥ જય૦ ॥ ૩ ॥ શીર

સાસ્ટાંગ પ્રણામ કરીએ પ્રભુ તમને. ભવ થકી પાર ઉતારો કરૂણા કરી અમને ॥ જય૦ ॥ ૪ ॥ પતી તો ધારક નાથ; પાપ ક્ષમા કરશો. અલપ જીવોના દોશો, નવલક્ષે ધરશો ॥ જય૦ ॥ ૫ ॥ સરવોતમ સરવેશ સરવાંતર આમી. સતીત્ય સદાશીવ સ્વામી, નીરમળ નીશકામી ॥ જય૦ ॥ ૬ ॥ અંતર ધ્યાનથી નાથ, આરાધન કરીએ તુજ કરૂણા દ્રષ્ટી થકી ભવસાગર તરીએ ॥ જય૦ ॥ ૭ ॥ પ્રભુ દો આશીરવાદ, સદગુણુ આચરીએ. અતી ઉપકાર તમારા નીત અમે સમરીએ ॥ જય૦ ॥ ૮ ॥

આરતી ॥ ૯ ॥

જયદેવ જયદેવ, જયજય જગરાયા; અતી અદ્ભુત અકલીત છે, પ્રભુ તારી માયા ॥ જય૦ ॥ ૧ ॥ સકળ વસ્તુના નાથ, છો સતીએ સરશટા. જીવતાણી સરવ કરતાના, છો નીશ્ચય દરશટા ॥ જય૦ ॥ ૨ ॥ મુજ જીવતર છે નાથ, હાથ બધુ તારે. તુજવીણ કોઇ નથી પ્રભુ, અનીત્ય શરણ મારે ॥ જય૦ ॥ ૩ ॥ કરજોડી પરમેશ; પાય તને લાગુ. તુજ સંનીધ આવી પ્રભુ, પાપ ક્ષમા માગુ ॥ જશ૦ ॥ ૪ ॥ દયા ધરમનું મુલ, એ નીશ્ચય માનું. સદા સુભ ધરમા ચરણે, રહી સતીએ ચાલુ ॥ જય૦ ॥ ૫ ॥ એ સંનમતી મહરાજ; મુજ દીનને આપો. શુભ કીરતન કરી પ્રભુનાં, જપુ મંગલ જાપો ॥ જય૦ ॥ ૬ ॥ દીનજનના પ્રતીપાલ; દુખ સકલ હરશો. કરૂણાકર કરૂણા કરી, કર મારો ધરશો ॥ જય૦ ॥ ૭ ॥ કરી પ્રભુને હું પ્રણામ, ધ્યાન ધરૂ ચીતે, મંગલ કાર્ય કરાવો, મુજ હસતે નીત્યે ॥ જયદેવ ॥ ૮ ॥

## ॥ આરતી ॥ ૧૦ ॥

જયદેવ જયદેવ જય જય જયકારી, જગત ઉત્પાદક પાલક; શક્તી સબલધારી ॥ જયદેવ. ॥ ૧ ॥ દ્રઢતર છે વીશવાસ, પ્રભુ પદમાં અમને; આશ્રય ભક્ત જનોનો, સર્વ વીદીત તમને ॥જયદેવ. ॥ ૨ ॥ મંગલકારી મહેશ, મંગલ ગુણ આપો; અજ્ઞાનકીત સેવકનાં, સંહરશો પાપો. ॥ જય. ॥ ૩ ॥ જગતારક જગનાથ, જગદીશ્વર દાતા; સંકટ દુખ ભયહારક, સરવ જન તાતા. ॥ જયદેવ. ॥ ૪ ॥ સગુણ રૂપ સાક્ષાત, સાષ્ટાંગે નમીએ; વાક કાયા મનથી પ્રભુ, ભક્તો વીશે રમીએ. ॥જયદેવ.॥ ॥૫॥ પ્રાણપતી પરમેશ, પ્રણીપતને સુણશો; અનુગ્રહ થકી અમારા, અવગુણ નવ ગણશો. ॥જય૦ ॥ ૬ ॥ પુરણ કૃપા થકી નાથ નીરમલ મન કરશો; પ્રેમલ ભક્તી તમારી, રૂદય વીશે ભરશો. ॥જય૦॥૭॥ અતી અદભુત અચીંતીઅ, છે પ્રભુની શક્તી; આ લોકે સુખ આપો, પરલોકે મુક્તી. ॥ જય૦ ॥ ૮ ॥

## આરતી ॥ ૧૧ ॥

જયદેવ જયદેવ, જય મુકતી દાતા; સરવાંત્તર ગત મનાતા, સૃષ્ટી તણા ધાતા. ॥ જય૦ ॥ ૧ ॥ લીલા તારી અપાર, અતી અદભુત ભાસ, અતુલ પરાક્રમ તારૂ, નવ વરણુ ન થાશે. ॥ જય૦ ॥ ૨ ॥ અનુપમ છે અઉદાર્ય; ઉત્તમ ગતી આપો; વીશ્વ વીશે વીસવેશ્વર, સત ધરમ સ્થાપો. ॥ જય૦ ॥ ૩ ॥ સરવાધાર સમરથ, શુભ સનમતી દાતા; અતી કરૂણામય ગુણથી, પ્રભુ પ્રખ્યાત. ॥ જય૦ ॥ ૪ ॥ અવગુણ દોષ અપાર, મનમાં નવ ધરશો; સુત વાત્સલી અસ્વ ભાવે સંરક્ષણ

કરશો. ॥ જય૦ ॥ ૫ ॥ જગદાધીશ દયાળ, દો ચીતને શાંતી; કરૂણા કરી કરશો પ્રભુ, પાપ તણી ક્ષાંતી. ॥જય૦॥ ૬ ॥ સદાકાળ સરવશ, સદ ધરમે રહીએ; એ નીરમળ મતી આપો, વીનતી કરી કહીએ ॥જય૦॥૭॥ પ્રેમ ભક્તીથી નાથ, નીત કરીએ સેવા; પાવન કરી સેવકને, દો સદગતી દેવા. ॥જય૦॥૮॥

આરતી ॥ ૧૨ ॥

જયદેવ જયદેવ, જય સવીતા ધાતા; સરવોતમ પદ દાતા, પ્રણુત જન તાતા. ॥જય૦॥૧॥ શાંતાકાર શરણ, શીવ શુભ ગુણ ધારો; ભવ મોહાબધી થકી પ્રભુ, કરગ્રહીને તારો. ॥જય૦ ॥ ૨॥ રવી શશી વનહી પ્રકાશ. જ્યાં કદી નવ જાશે; ત્યાં પ્રભુ સ્વયંભ પ્રકાશે, સચીદ ઘન ભાસે. ॥જય૦॥૩॥ તે પરબ્રમ પરેશ, પદ પંકજ પ્રણમુ; પ્રેમાક્ષત અરપણ કરી, તતપદમાં વીરમુ. ॥જય૦॥૪॥ અતીશય છે અપરાધ, અતી લજ્જા પામુ; કેવળ કરૂ પાસવ ભાવે, પ્રભુને સામુ. ॥જય૦॥૫॥ ભવ તારક ભગવંત, ભક્તી કરૂ તારી; બ્રમાધીઆન પરાયણ, વરતી રહો મારી. ॥જય૦॥૬॥ સંધ્યા સમયે નીત, સમરૂ કરૂણા સીંધુ; પ્રેમ થકી પ્રણમી પ્રભુ, મંગલ પદ વંદુ. ॥જય૦॥૭॥ જગદાધાર દયાલ, શુભ દરશન દેશો; ધ્યાનારચન વંદન વીધી, પ્રભુ માની લેશો. ॥ જય૦ ॥ ૮ ॥

આરતી ॥ ૧૩ ॥

જયદેવ જયદેવ, જય શાન્તીદાતા; દીવ્ય પીતા પ્રભુ તાતા, ત્રીભુવન વીખીઆતા. ॥ જય૦ ॥૧॥ એક અખંડ અનંત, અજરામર સાચા; સ્તુતી ગાવા પ્રભુ

તારી, નવ ચાલે વાચા ॥જય૦॥૨॥ સૃષ્ટી નીયમ સાક્ષાત, નીરખી આનંદુ; જગ કરતા જાણી પ્રભુ, પ્રેમ થકી વંદુ. ॥જય૦॥૩॥ પ્રભુ સરવજ્ઞ સમરથ, શુભસન મતી આપો, કૃપાધના કરૂણા કરી, ક્ષમા કરો પાપો. ॥ જય૦ ॥ ૪ ॥ કૃપા વીના કીંચીત, કાર્ય નહી સરશે; સદગુણી ભક્ત તમારા, ભવસાગર તરશે. ॥જય૦ ॥ ૫ ॥ જગતારક જગ વંદીએ, જગદીશ્વર દેવા; માની દયા નીધી લેશો, દીન જનની સેવા. ॥ જય૦ ॥ ૬ ॥ કરૂણા દ્રષ્ટી દયાલ, દીન જનપર કરશો; ઘટીત વીનંતી અમારી, ચીત વીશે ધરશો. ॥ જય૦ ॥ ૭ ॥ માની બહુ ઉપકાર, પ્રણમુ પ્રભુ ચરણે; કૃપા કરી સેવકને, રાખો નીજ શરણે. ॥ જય૦ ॥ ૮ ॥

આરતી ॥ ૧૪ ॥

જયદેવ જયદેવ, જય જગદુધારા; અવીનાશી અવીકારા, વીભુ અપરંપારા. ॥ જય૦ ॥ ૧ ॥ નમી દંડવત નાથ, નીત તમને ભજીએ; મંગળકારી તમારુ, નામ મુખ જપીએ. ॥ જય૦ ॥ ૨ ॥ સચીદ ઘન સરવેશ, સંરક્ષણ કરશો. પ્રેમલ ભક્તો તમારી, મુજ રૂદયે ભરશો. ॥ જય૦ ॥ ૩ ॥ તાતા ત્રીભુવન નાથ, સદગુણના દાતા; દયા કરો દીન જનપર, દીવ્ય અપીતા માતા. ॥ જય૦ ॥ ૪ ॥ સરસટા સતી અસમરથ, મંગલ મતી દેશો; સ્તુતી નંદન પારથ ન વીધી, વીભુ માની લેશો. ॥ જય૦ ॥ ૫ ॥ અકળ કળા ન કળાય, કરૂણામય તારી; દયા કરી મુજ દીનને, મતી આપો સારી. ॥જય૦॥૬॥ પ્રેમ થકી પરમેશ, માફ કરો પાપો; વીસ્વ વીશે વીસ્વેસવર સુખ શાંન્તી આપો. ॥ જય૦ ॥ ૭ ॥ વીનતી

અમે મહરાજ, કરીએ નીત તમને; ધટીત મનોરથ હશે જે, પ્રભુ આપો અમને. ॥ જય૦ ॥ ૮ ॥

આરતી ॥ ૧૫ ॥

જયદેવ જયદેવ, જય શ્રષ્ટી કરતા; સંકટ ભય દુખ હરતા, વીસ્વતણા ભરતા. ॥ જય૦ ॥ ૧ ॥ જય જગ વંદીય દયાલ, જય કરૂણા મુરતી; મંગળ મહીમા ગાવા, વાણી નથી પુરતી. ॥ જય૦ ॥ ૨ ॥ જય ચઇતની અ સ્વરૂપ, ગુણ ગણના ગણુતાં; રૂશી મુની સરવ વીશ્વમા, લક્ષ સ્થળે જાતાં. ॥ જય૦ ॥ ૩ ॥ નથી ધરંતા અવતાર, નથી પ્રભુની પરતમા; વીસ્વેસવર વ્યાપક પ્રભુ, ચીત ધન પરમાત્મા. ॥ જય૦ ॥ ૪ ॥ અંતરજામી અજાત, અનુપમ અવીકારી; માનસી મંગલ અરચા, પ્રભુને પ્રીયકારી. ॥ જય૦ ॥ ૫ ॥ મળીને ભક્ત સમાજ, આરાધન કરીએ; મુક્તી થયે મળવા પ્રભુ, આશ સદા ધરીએ. ॥ જય૦ ॥ ૬ ॥ દીન જન દોશ દયાળ, નવ લક્ષે ધરશો; દુરમતી ટાળે દયા નીધી શુભ સનમતી દેશો. ॥ જય૦ ॥ ૭ ॥ કરીએ સરવ પ્રણામ પ્રેમ થકી તમને; પુરણ કૃપા થકી કરશો, પ્રભુ પાવન અમને. ॥ જય૦ ॥ ૮ ॥

# બ્રહ્માની આરતી.

પરબ્રહ્મ વીસ્વેશ વ્યાપી પરેશ, પરમાત્મા પ્રભુ સરવ સાક્ષી મહેશ; કળાતી નથી તારી શક્તી અગાધ, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૧ ॥ તમારા થકી શ્રષ્ટી વીસ્વતાર પામી, તમે પુરણ રૂપે રહ્યાછો વીરા-

મી; જગત તંત્ર સરવે તમારેજ હાથ, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૨ ॥ નીઅંતા તમે નાથ સરવત્ર ભાસો, સહુ સ્થાનમાં પુરણતાથી પ્રકાસો; અખંડીત આનંદરૂપી અબાધ, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૩ ॥ ક્રીયા સરસ્ટીના વર્ગ આશચરે અકારી, નથી ચાલતી ત્યાં મતી તો અમારી; અમારૂં કરો રક્ષણો દીનરાત, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૪ ॥ ખગોલે ગ્રહો મંડલો સુર્ય ચંદ્ર, વીરાજી રહ્યાછે રૂડા રાશી યંત્ર, રચ્યાં છે તમે સરવ એ સતી અઘાટ, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૫ ॥ તમારૂં અધીસ્ટાન છે શુધ સતીય, થયુ છે તમારા થકી સરસ્ટી ક્રતીઅ; તમે છો સ્વયંભુ અનાદી અજાત, અમે દંડવત વંદીએ વંદીએ વીસ્વનાથ. ॥ ૬ ॥ ત્રીલોકે તમારા પ્રકાસે પ્રતાપો, સદા સરવદા ચીતને શાંતી આપે; વીભુ વીસ્વ વ્યાપી વીહારો વીશાદર, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૭ ॥ તમે શુદ્ધ ચંદનની અરૂપે વીરાજો, સદા કાળ સરવત્ર સતાથી ગાજો; તમે સર્વ જાણો પ્રભુ ગુપત વાત, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૮ ॥ અમારે ખરો આશરો છે તમારો, કૃપાનાથ નીતે કરો ઉપકારો; પ્રભુ સરવના છો તમે માત તાત, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૯ ॥ સુણો પ્રેમથી સરવદા પ્રાર્થનાઓ, કરો પુરણ ભક્તો તણી કામનાઓ; પ્રભુ પાદ પદમે સદા જોડી હાથ, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૧૦ ॥ અમારી સ્વીકારો સદા વંદનાઓ, કૃપાથી કરો સરવ પાપથી ક્ષમાઓ; સદા સતમતી પ્રેરશો પ્રાણનાથ, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૧૧ ॥ કરે જે પરા-

ભકતીથી પ્રારથનાઓ, પુરી થાય તેની સહુ વાંછનાઓ; ન પામે પ્રભુ ધામથી તેની પાત, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૧૨ ॥ અમે નમ્ર થઈ વંદીએ વારંવાર, વીનંતી અમારી કરો અંગીકાર; દયાનાથ દેજો શુભ આશીરવાદ, અમે દંડવત વંદીએ વીસ્વનાથ. ॥ ૧૩ ॥

# અથ પ્રભાત.

જય જય જય શ્રીરાંમ, ચીત્રકોટ બસત ધાંમ: રમતરાંમ. સંગપીઆ જનક નંદની, જય જય શ્રીરાંમ ॥ ૧ ॥ ઊડત લેહેરાં જળ તુરંગ કરત મંન દુત ભંગ, પરસેમટી જગત સકલ દુખ દંધની. જય જય સીરાંમ ॥ ૨ ॥ કરત બીબીધ બનબીહાર; નાકટ પાપ તાપહાર. મંઝન કે સુભગનીર, વરપૈસની જય જય શ્રીરાંમ; તતાતા તરૂવરમે, ફુલી મેદાર મદ, ત્યાં સુધી રાજની હરકરત વંદની. જય જય શ્રીરાંમ. તુલસીદાસ અતી આનંદ, દેખકે મુખારબીંદ, જય જય રઘુનંદના જય જનકનંદની; જય જય શ્રીરાંમ.

# હનુમાનની આરતીઓ.

આરતી ॥ ૧ ॥

નમો ગણપતિ નમો હનુમંત, બે એ બાંધવમાં કોણ બલવંત. ॥ ટેક. ॥ ગણપતિને હાથ મોદીક લાડુ, હનુમાનજીને તેલજ ગાડું. ॥ નમો. ॥ ૧ ॥ ગ...

દાતા, નામ નામનું રૂદીયે, ધન્ય સંકટ હરતા. ॥ જય કપી. ॥ ૨ ॥ જન્મ ધર્યો જેણી વાર, પ્રાક્રમ પ્રૌઢ કીધું, પવન પીતાને ભાવ્યા, સુર સકળ વર લીધું. ॥ જય કપી. ॥ ૩ ॥ ગઢ લંકામાં જઇ, સીતાની શુદ્ધ લાવ્યા, રામ ભક્તિ ઉર રાખી, આનંદથી આવ્યા. ॥ જય કપી. ॥ ૪ ॥ રક્ષા કરો બજરંગ, સહાય કરો મુજને, શીશ નમાવું હું સદા, નમન કરી તુજને, ॥ જય કપી. ॥ ૫ ॥

આરતી ॥ ૪ ॥

બજરંગી મુજ રંકકી અરજી સુણી લીયો મહારાજ ॥ જન્મ સમયે રૂપ પ્રકાશી, શું જશ પાયો કપીરાજ. હનુમાન, ગુણ નિધાન, બળવાન, ભુલું ભાન. હું શરણે આવ્યો શ્રી બજરંગી, ઉગારોને શીરતાજ ॥ ૧ ॥ અક્ષય મારી અશોક ઉજાર્યો, સીતાની લાવ્યા શુદ્ધ, કપી ભુપ, વજર રૂપ, દેહ અનુપ, અકળ રૂપ, મને સહાય કરો હે કપીતન દેવા, સમરૂં શ્રી મહારાજ ॥ ૨ ॥ લક્ષ્મણ કેરી મુરછા કારણ, સીધાવ્યા કાનન મોજાર, દાનવ મારી, મગરી તારી, પીધું વારી, હીમત ધારી, દ્રોણ પર્વત ઉખાડી લાવ્યા, જ્યાં બીરાજ્યા નાથ રઘુરાજ ॥ ૩ ॥ પાતાળ જઇને વેશ ધાર્યો, દેવી થયા તતકાળ, રામ કાજે, રૂપ છાજે, નીશાંન ગાજે, અતિ બાજે, અહી મહી માર્યો પલકમાં, થયો સુર દેવ જયજયકાર ॥ ૪ ॥ હું કથન કરૂં ગુણ તવ કૃપાથી, સદા કરી પ્રણામ, દીન જાણી, પ્રેમ આણી, સફળ વાણી, હરજો હાણી, મને સદાય ચરણે રાખો તમારે, ભક્ત સ્થાપી મહારાજ ॥ ૫ ॥ સરવે જનોને

સહાયતા કરજો, પુરજો સઘળી આશ, કહું પ્રીતે, નવ નીતે, મધુર ચીતે, સજ્જન હીતે, શોક સાગરનો સંહાર કરજો, શ્રી અંજની તન મહારાજ ॥ ૬

આરતી ॥ ૫ ॥

ધન્ય છે ધન્ય છે ધન્ય છે રે, માતા અંજનીના પુત્રને ધન્ય છે ॥ રામ નામ તણો મહીમા કરત હે, જે જગત તણા પરીબ્રહ્મ છે રે ॥ ૧ ॥ રટણ કરે નિત જપના વદનથી, એવા વજ્ર દેહી કપી તન છે રે ॥ ૨ ॥ સદા નિરંતર બાળ બ્રહ્મચારી, જેના રૂદયમાં રામ પ્રસન્ન છે રે ॥ ૩ ॥

આરતી ॥ ૬ ॥

જય જય હનુમાન, જય જય હનુમાન, આપનો ચમત્કાર સુર્ય સમાન. ॥ જય જય હનુમાન. ॥ ટેક.॥ રામ ભક્ત મહાવીર શુરા, પરાક્રમી બળવાન, તુજ તોલના નાવે નવ ખંડમાં, સંત તણા નિધાન. ॥ જય જય ॥ ૧ ॥ લંકા બાળી રાક્ષસ માર્યા અતી પમાડયો ત્રાસ, રાવણ સુત અનેક સંહાર્યા, થયો દશ કંદ નિ-રાશ. ॥ જય જય. ॥ ૨ ॥ લંકાગઢમાં ખળભળી થઇ રાવણ ગઇ ફરીયાદ, ઠામ ઠામમાં જવાળાજ પ્રગટી, પોકાર કરે મેઘનાદ. ॥ જય જય૦ ॥ ૩ ॥ કેશરી નંદન દુષ્ટ નિકંદન, રામ તણા પ્રીયદાસ, ભક્તી કરી રહ્યા રામ ચરણે, રીઝયા શ્રી અવીનાશ. ॥ જય જય૦ ॥ ૪ ॥ હું છું દાસ તમારો પ્રભુજી, જાણો જગ મહારાજ, ઘડી વાર પણ ના વીસારૂં, સ્વામી મારા શીરતાજ. ॥ જય જય૦ ॥ ૫ ॥

## આરતી ॥ ૭ ॥

જય હનુમાન મારા મારૂરે, મને શ્યામ બતાવો. ॥ ટેક. ॥ નીશદીન નેહથી વીનંતી કરૂં છું, તમે કેમ બનોછો અજાણુંરે. ॥ મને૦ ॥ ૧ ॥ કામકાજ તાણું છે રસીયા, સંસાર સુખ નિદાનરે. ॥ મને૦ ॥ ૨ ॥ કરી રૂપ સુક્ષ્મ લંકાપર બળી, બાળી શુદ્ધ સીતાની જુગમાંરે. ॥ મને૦ ॥ ૩ ॥ અસુર સરવે આનંદ સુર કર્યા હ્યાવાનરે. ॥ મને૦ ॥ ૪ ॥ આ ઉર દીસે, સલામ કરો મારા શ્યામરે. ॥ મને૦ ॥ ૫ ॥ તુજ નામથી સંકટ નાસે, બેઠા મહા બલવાનરે. ॥ મને૦ ॥ ૬ ॥

## આરતી ॥ ૮ ॥

જય જય હનુમાના, અતિ બલ ધામા, અનંત અકામા સુખદાતા, જય સંકટ તારણ, અસુર વિદારણ, પ્રભુજી કારણ, ગુણ જ્ઞાતા ॥ ૧ ॥ વજ્ર રતન ધારી, લંકપર જાળી, અસુર જન મારી, કામ કીયો, સીતા શુધ લીધી, આનંદ ગુણ નિધી, મુદ્રીકા દીધી, માન કીયો ॥ ૨ ॥ છે રામ ભક્ત મોટા, વજર કછોટા, નથી કાંઈ છોટા, બજરંગી, હું કરૂં તુજ સેવા, સુખથી રહેવા, રામ નામ કહેવા, દીલરંગી ॥ ૩ ॥ ભવ સીંધુ તારો, દુઃખ નીવારો, ભક્ત સંભારો, પ્રાણપતિ, ભક્તિ મુજ આપો, અવીચળ સ્થાપો, દોષ સર્વના કાપો, આનંદથી ॥ ૪ ॥ મુજ ગરીબ જાણી, દીલ પ્રેમ આણી, સકળ ગુણખાની, રક્ષા કરો, રામજી દીલ વાણી, ભક્તિ વખાણી, સદા સુખ ખાની, ત્રાસ હરો પા

આરતી ॥ ૯ ॥

જય વિશ્વના પતિ, નિરગુણ ગતી, સીતાજી સતીના સ્વામી, જય જય જગ સ્વામી, સદા ગુણ નામી અનંત નકામી, નહીં ખામી. ॥ ૧ ॥ જય પુર્ણ પ્રકાશી, અવધ નિવાસી, સુખ નીરાશી, અવીનાશી, જય ભક્તના દાતા, સદા સુખ શાતા, તું જન ત્રાતા સંતવાશી. ॥ ૨ ॥ જય જય સુખ દાતા, સગુણી ગણાતા, લક્ષ્મણ ભ્રાતા, માયા પતિ, જય સંકટ હરતા, પોસણ ભરતા, આનંદ ધરતા, નાથ અતિ. ॥ ૩ ॥ જય જય અસુરારી, રામ મોરારી, માયા છે તારી, બહુ ભારી, સ્તુતી કરૂં તારી, જેવી મતી મારી, લેજે ઉર ધારી, ઉપકારી. ॥ ૪ ॥ રઘુપતિ રાયા, કૌશલ જાયા, બ્રહ્માંડનિ કાયા, અકામ પ્રભુ, હૈ ધર્મના પાયા આનંદ સયા, મોહનન માયા, વિશ્વ વિભુ ॥ ૫ ॥ શ્રી સારંગ પ્રાણી, શરણે જાણી, ઉર પ્રેમ આણી, ક્ષમા કરો, છું હું દીન પ્રાણી, ગરીબ જાણી, સંતની વાણી, શ્યામ ધરો.॥૬॥

॥ ૧૦ ॥

જીવ શીખામણ લે માની, તારી મટે જનમની હાણી. ॥ ટેક. ॥ જન્મ ધરી વ્રથા તેં વગોયો, માયા મદમાં મોહી રહ્યો, હવે ભકિત કરો તરવાની, જીવ શીખામણ લે માની. ॥ ૧ ॥ ભુમી વીશે ભુલ્યો તું ભક્તિ, નહી જાણુ તે વિના મુકિત, જરા પહોંચી છે નથી વય નાની. ॥ જીવ૦ ॥ ૨ ॥ તારી અવસ્થા એળે ગઈ, નારી મંદમાં રહ્યો અંધ થઈ, હવે વાત કરો ના ગુમાની. ॥ ૩ ॥ સ્થિર નથી આ જગમાં કોય, સુખ ભક્તિ થકી જન હોય, વિચાર કરી લે થઈ જ્ઞાની. ॥

જીવ૦ ॥ ૪ ॥ રામ ભજીને ભવ સુધારો, જેથી આવે ઉગરવા વારો, જેના નામથી તરે છે પ્રાણી. ॥જીવ૦॥ ૫ ॥ કરો સૃષ્ટી પતિ સંગ સ્નેહ, તારી પાવન થાયે દેહ, સહાય કરે પ્રભુ દીન જાણી. ॥ જીવ૦ ॥ ૬ ॥ જુઓ જગતમાં જીવ અનેક, કર્તા ઇશ્વર એકના એક, ભજો ભાવે શ્રી સારંગ પાણી. ॥ જીવ૦ ॥ ૭ ॥ ધન દારા સહુ ખોટી માયા, તેણે અનેક નર્ક ડુબાયા, કહે રામજી રામ ગુણ ગાની. ॥ જીવ૦ ॥ ૮ ॥

આરતી ॥ ૧૧ ॥

જય શ્રી રઘુરાય, પ્રભુ જય શ્રી રઘુરાય ॥ અખંડ નામ તમારૂં, સેવક જન ગાય ॥ જય૦ ॥ તુંજ મહીમા અપાર, સચ્ચાદાનંદ સ્વામી, કૃપણ સર્વનાં હરજો, પ્રભુ અંતર જામી ॥ જય૦ ॥ ૧ ॥ દશરથ નંદન નરેશ, અવધપતિ પ્યારા, સેવક જન તે શરણે, નહીં કદી ન્યારા ॥ જય૦ ॥ ૨ ॥ અજીત રૂપ પરી બ્રહ્મ, ભકતી આપો મુજને, જ્ઞાન બુદ્ધી નિત માંગું, સંભારી તુજને ॥ જય૦ ॥ ૩ ॥ ભક્ત દુઃખ ભંજન હાર, રામ શ્રી રઘુરાય, નામ જપે જન તાહારૂં, જન્મ સફળ થાય ॥ જય૦ ॥ ૪ ॥ લક્ષ્મણ કેરા ભ્રાત, ચર અચર સ્વામી, ગુણ ગાઉ છું હું તારાં, રામજી શીર નામી ॥ જય૦ ॥ ૫ ॥

આરતી ॥ ૧૨ ॥

મહા તેજસ્વી કેશરી કુમાર, અંજની સુત મહા રણધીર. રામ તણા ભકત અતિ ભારી, વજર તનુ મહા ગંભીર ॥ ૧ ॥ બળવાન પુરા રણમાં શુરા, રામ ભજન મન રાખે નીત. ઘડી રૂદયથી રામના ભુલે

એવા ભક્ત હનુમાન અજીત ॥ ૨ ॥ જન્મ સમયે લીલા વીસારી, ત્રીલોકમાં થયું જાહેર નામ. એવા ભક્ત હનુમાન દયાળુ, જેને ધ્યાનમાં દીસે રામ ॥ ૩ ॥ વજર દેહી રામ સનેહી, મહા જોરાવર અંજની બાળ. ભક્તિ કરો સજન સહુ પ્રીતે, રામ નામ ભજો ગોપાળ ॥ ૪ ॥ જેવી ભક્તિ હનુમાનજી કીધી તેવો ભક્ત નથી જગ કોય. ધન્ય ધન્ય વીર હનુમંતજીને, નામ સમરણથી શાંન્તી હોય ॥ ૫ ॥

॥ થાળ. ॥

અવિનાશી પ્રભુ રે, જમવા પધારો રૂડી રીતે, ધરો વાણી ચિતે રે જીવન મારા. અ૦ પ્રભુ રે, રસોઇ બનાવું બહુ સારી, જમો નાથ સુખકારી રે. ॥ જી૦ ॥ ૨ ॥ અ૦ પ્રભુ રે, આસન બીરાજો મારા સ્વામી, જળ લાવું અંતરજામી રે. ॥ જી૦ ॥ ૩ ॥ અ૦ પ્રભુ રે, પકવાન પીરસી જમાડું, મેવા અનેક વીધીના ચખાડું રે. ॥ જી૦ ॥ ૪ ॥ અ૦ પ્રભુ રે, ઘેબર બરફી ઘણી સારી, ભાવે જમજો મોરારી રે. ॥ જી૦ ॥ ૫ ॥ અ૦ પ્રભુ રે, પેંડા પતાસાં મેસુબ, ખાંતે જમો પ્રભુ ખુબ રે. ॥ ૬ ॥ અ૦ પ્રભુ રે, શીરો સાકરનો લેજો, કસર હોય તો મને કહેજો રે. ॥ જી૦ ॥ ૭ ॥ અ૦ પ્રભુ રે, ખીર ખાંડ ને કંસાર, કરું ઘીની માંહી ધાર રે. ॥જી૦॥ ૮ ॥ અ૦ પ્રભુ રે, લાડુ બનાવ્યા છે પ્રીત, જમો ભાવે નાથ અજીત રે. ॥ જી૦ ॥ ૯ ॥ અ૦ પ્રભુ રે, ગાંઠીયા કળી બહુ રૂડી, રસોઇ જાણશો ના અધુરી રે. ॥જીવ૦ ॥ ૧૦ ॥ અ૦ પ્રભુ રે, ભજીયાં આરોગોને ઇશ, આ-

શીશ આપો જુગદીશ રે. ॥ જી૦ ॥ ૧૧ ॥ અ૦ પ્રભુ રે, મીઠાઇ સ્વાદ અપાર, કહેતા નાવે કદી પાર રે, ॥ જી૦ ॥ ૧૨ ॥ અ૦ પ્રભુ રે, રસ રોટલી સ્વાદ જમો શરમ રાખશો ના તમો રે. ॥ જી૦ ॥ ૧૩ ॥ અ૦ પ્રભુ રે, શાક તરકારી છે તાજી, પ્રભુ જમો થઈ રાજી રે. ॥ જી૦ ॥ ૧૪ ॥ અ૦ પ્રભુ રે, ચોળા વાલોળ ને ગુવાર, ગલકા તુરીયા શાક અપાર રે. ॥ જી૦ ॥ ૧૫ ॥ અ૦ પ્રભુ રે, કેળાં કારેલાં ટીંડોરાં, વંતાક શાક બહોળાં રે. ॥ જી૦ ॥ ૧૬ ॥ અ૦ પ્રભુ રે, લીલવા વધાર્યા થયા સારા, ભાવે જમો પ્રભુ મારા રે, ॥ જી૦ ॥ ૧૭ ॥ અ૦ પ્રભુ રે, ભાજી અનેક સ્વાદ રીતી, ભીંડા ફળી જમો પ્રીતી રે. ॥ જી૦ ॥ ૧૮ ॥ અ૦ પ્રભુ રે, મેથી તાંદળજો ને ટાંકો, એકે વાળ ન થાયે વાંકો રે. ॥ જી૦ ॥ ૧૯ ॥ અ૦ પ્રભુ રે, મોગરી સુવાને સુળા, નહીં સ્વાદમાં જાણો અધુરા રે. ॥ જી૦ ॥ ૨૦ ॥ અ૦ પ્રભુ રે, કઢીને વડી વધારી, જમો નાથ લાગે પ્યારી રે. ॥ જી૦ ॥૨૧॥ અ૦ પ્રભુ રે, રાઇતાં વીધીયે બનાવ્યાં, પ્રભુ પીરસું મન ભાવ્યાં રે ॥ જી૦ ॥ ૨૨ ॥ અ૦ પ્રભુરે, અથાણાં ઉત્તમ છે ઘણાં નામ આપુ તેહ તણાંરે. ॥ જી૦ ॥૨૩॥ અ૦ પ્રભુ રે, લીંબુ મરચાં ને આદુ, તમે જમો સુંદર સ્વાદુ રે. ॥ જી૦ ॥ ૨૪ ॥ અ૦ પ્રભુરે, રાઇતી કેરી અને ગોળ, ભાવે જમોને શ્રી રણછોડ રે. ॥જી૦॥૨૫॥ અ૦ પ્રભુ રે, ખારેક દ્રાખને કેર, વળી કેરડાં તથા ગરમેર રે. ॥ જી૦ ॥ ૨૬ ॥ અ૦ પ્રભુ રે, બીજી સ્વાદ છે સારો, કસર જરા નવ ધારો રે. ॥ જી૦ ॥ ૨૭ ॥ અ૦ પ્રભુ રે, સુગંધી પીરસું ભાત, આંબા મોહોર જેની

જાત રે. ॥ જી૦ ॥ ૨૮ ॥ અ૦ પ્રભુ રે, ખીરસું તુંબેલની હાથ, નાથ જમો પ્રતીપાળ રે. ॥ જી૦ ॥ ૨૯ ॥ અ૦ પ્રભુ રે, મગને આઇદની દાળ, સ્વામી જમો આણી જાણુ રે. ॥ જી૦ ॥ ૩૦ ॥ અ૦ પ્રભુ રે, ધીરે ધીરે જમો મીત, પ્રભુ ગાઉં તારાં ગીત રે. ॥ જી૦ ॥ ૩૧ ॥ અ૦ પ્રભુ રે, આચમો લેઇ ભારી લેજો, કરતાં હોય તે ફૂલી કહેજો રે. ॥ જી૦ ॥ ૩૨ ॥ અ૦ પ્રભુ રે, જમી કર્યા હોય નાથ, હેતે ધોવરાવું હાથ રે. ॥ જી૦ ॥ ૩૩ ॥ અ૦ પ્રભુ રે, પાન બીડી મેલો મુખ, અરપુ વંદી પામું સુખ રે. ॥ જી૦ ॥ ૩૪ ॥ અ૦ પ્રભુ રે સોપારી મંગાવું સારી, હામ પુરો પ્રભુ મારી રે. ॥ જી૦ ॥ ૩૫ ॥ અ૦ પ્રભુ રે, આરતી ઉતારૂં તારી, અંતર જામી જાઉં વારી રે. ॥ જી૦ ॥ ૩૬ ॥ અ૦ પ્રભુ રે, ફુલની સેજ બીછાવું, ભજન ભાવે તારા ગાઉં રે. ॥ જી૦ ॥ ૩૭ ॥ અ૦ પ્રભુ રે, પ્રસાદી તમારી આપો, ભક્ત જન કષ્ટ કાપો રે. ॥ જી૦ ॥ ૩૮ ॥ અ૦ પ્રભુ રે, સંત પ્રતાપે થાળ ગાયો. ભક્તિ જ્ઞાન જળ નહાયો રે. ॥જી૦॥૩૯॥ અ૦ પ્રભુ રે, કરજોડી કહે છે હરીજન, પ્રભુ પુરો સૌની આશ રે. ॥ જી૦ ॥ ૪૦ ॥

| નંગ. | નામ. | કીંમત. |
|---|---|---|
| ૧ | મછવેધ | ૦—૬—૦ |
| ૧ | સુરેખા હરણ | ૦—૬—૦ |
| ૧ | ચક્રાવા અભેમન્યુનો | ૦—૬—૦ |
| ૧ | સુધન્વા આખ્યાન | ૦—૬—૦ |
| ૧ | સરધારેહીની | ૦—૬—૦ |
| ૧ | પાંડવા અશ્વમેધ | ૦—૬—૦ |
| ૧ | જાલંદર ચીત્રવાળું | ૦.૧૨.૦ |
| ૧ | વલ્લભ કૃત | ૦.૧૦ ૦ |
| ૧ | વલ્લભ નીતી | ૦—૫—૦ |
| ૧ | પ્રહેલાદ આખ્યાન | ૦—૪—૦ |
| ૧ | વજાપદ માળા | ૦—૧૦—૦ |
| ૧ | નળા આખ્યાન | ૦—૪—૦ |
| ૧ | ઓખાહરણ | ૦—૪—૦ |
| ૧ | પરભાત સંગ્રહ મોટું | ૦—૪—૦ |
| ૧ | ભગતોની ભજન માળા | ૦—૫—૦ |
| ૧ | ભગત સીરોમણી ભજન સંગ્રહ | ૦—૫—૦ |
| ૧ | બોધ ચીંતામણી | ૦—૮—૦ |
| ૧ | ઉપદેશ ચીંતામણી | ૦—૮—૦ |
| ૧ | રૂશીરાયન પદ સંગ્રહ | ૦—૫—૦ |
| ૧ | તુળસીદાસની સાખી | ૦—૨—૦ |
| ૧ | ગ્નાન ઉપદેશ | ૦—૨—૦ |
| ૧ | ગ્નાન માળા સીઆ માળા | ૦—૨—૦ |
| ૧ | દસમ ભાગવત | ૧—૦—૦ |
| ૧ | દસમ ભાગવતનો સાર | ૦—૮—૦ |
| ૧ | મીરાના પદ | ૦—૮—૦ |
| ૧ | ભજનાવળી | ૦—૧—૦ |
| ૧ | અખંડી પદ | ૦—૨—૦ |
| ૧ | બળબોધ નીતીસાર | ૦—૬—૦ |
| ૧ | કુંવર સંગ્રહ | ૦—૨—૦ |
| ૧ | વેદ જીવન | ૦—૮—૦ |
| ૧ | વૈદરત્ન | ૦—૮—૦ |

| નંગ. | નામ. | કીંમત. |
|---|---|---|
| ૧ | વૈદકનો સાર | ૦--૪--૦ |
| ૧ | પાક શાસ્ત્ર | ૦--૪--૦ |
| ૧ | દેવતાઇ જાદુગર | ૦--૫--૦ |
| ૧ | ભયંકર ભુતાવળી | ૦--૪--૦ |
| ૧ | જાદુપ્રયોગ સંગ્રહ | ૦--૨--૦ |
| ૧ | ચતુર ગરબાવળી ભા. ૧-૨-૩-૪-૫ | ૦--૫--૦ |
| ૧ | નવરાત્રીના ગરબા | ૦--૨--૦ |
| ૧ | દલપતરામની ગરબાવળી | ૦--૨--૦ |
| ૧ | સ્ત્રીમનોરંજક ગરબાવળી | ૦--૨--૦ |
| ૧ | સંગીત ગરબાવળી | ૦--૨--૦ |
| ૧ | ઈંદ્રજાળ | ૦--૨--૦ |
| ૧ | પરભાતીયું | ૦--૨--૦ |
| ૧ | ધ્રુવ આખ્યાન | ૦--૧--૦ |
| ૧ | ઈશ્વર વીવાહ | ૦--૧--૦ |
| ૧ | રૂક્ષમણી વીવાહ | ૦--૧--૦ |
| ૧ | સત ભામાનું રૂસણું | ૦--૧--૦ |
| ૧ | રાધાજીના વીવાહ | ૦--૧--૦ |
| ૧ | વાલાજીના મહીના | ૦--૧--૦ |
| ૧ | ઓધવજીના મહીના | ૦--૧--૦ |
| ૧ | ગોપી ગીત | ૦--૧--૦ |
| ૧ | ગુરૂ મહીના | ૦--૧--૦ |
| ૧ | સોલંકીના મહીના | ૦--૧--૦ |
| ૧ | સુદામા ચરીત્ર | ૦--૨--૦ |
| ૧ | બાલામંનજીની વારતા ભા. ૧ લો | ૦--૮--૦ |
| ૧ | બાલામંનજીની વારતા ભા. ૨ જો | ૦-૧૨--૦ |
| ૧ | ખંભાતનો ખુની | ૦--૮--૦ |
| ૧ | નવલરસ નોવેલ | ૦--૫--૦ |
| ૧ | મુસાફરોની રમુજી વારતા | ૦--૬--૦ |
| ૧ | માન મુસાફરી | ૦--૪--૦ |
| ૧ | રસીકમોહન નોવેલ | ૦--૫--૦ |

